# GITANJALI

# ગીતાંજલિ

ગુજરાતી ભાષાંતર યોજનાર

કું૦ મહારાણી શ્રીનંદકુંવરબા, સી. આઇ.

ભાવનગરનાં મહારાણી સાહિબ

MACMILLAN AND CO., LIMITED

BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON

---

Price 1 Rupee 1919 કીંમત ૧ રૂપીયા

---

# GITANJALI

( SONG OFFERINGS )

---

રવીન્દ્રનાથ ટાગોરકૃત

# ગીતાંજલિ



ગુજરાતી ભાષાંતર યોજનાર


મહારાણી શ્રીનંદકુંવરબા, સી. આઇ.

ભાવનગરનાં મહારાણી સાહિબ



મૅકમિલન અને કંપની, લિમિટેડ

મુંબઇ

---

MACMILLAN AND CO., LIMITED

BOMBAY, CALCUTTA, MADRAS AND LONDON

1919

# પ્રસ્તાવના.



આપુ રવીન્દ્રનાથ ટાગોરનું રચેલું ગીતાંજલિનું ઇંગ્લિશ પુસ્તક મહારાણી શ્રીનંદકુંવરબાના હાથમાં જરા મોડું આવેલું. એ વાંચતાં તેમને એવી પ્રબલ ઇચ્છા થયેલી, કે ગુજરાતને તેનું એક સારૂં ભાષાંતર મળવું જોઇએ. એ કાર્યમાં યથાશક્તિ મદદ આપવાની મને આજ્ઞા થઇ. પરિણામે આ ભાષાંતર તૈયાર થયું. ખાસ અફસોસની વાત એ છે, કે જ્યારે તે પ્રસિદ્ધ થાય છે, ત્યારે પોતે વર્તમાન નથી.

ભાષાંતરમાં કેટલેક સ્થાને અસ્પષ્ટતા દેખાશે. મૂલમાં ન હોય તેવા શબ્દો ભાષાંતરની અંદર ન લાવવાના આગ્રહથી એ પ્રમાણે બન્યું છે. આવાં પુસ્તકોની પાછળ થોડી ટીકા આપેલી હોય, તો તે બહુ ઉપયોગી થઇ પડે. પણ તે બની શકેલ નથી. આશા છે કે વિવેકી વાંચનાર નિભાવી લેશે.

ભિન્નભિન્ન યુગો અને ભાષાઓના કવિઓના વિચારમાં પણ કોઇ કોઇ વાર અસાધારણ સામ્ય નઝરે પડે છે. અભ્યાસકોને તેની પરીક્ષા કરતાં ઘણો રસ લાગે છે. ગીતાંજલિના સંબંધમાં પણ એ પ્રકારનો પ્રયાસ કદાચ કોઇક દિવસ થશે. દરમિયાન, બીજા કાવ્યના અંતમાં જે વિચાર છે, તેની સાથે સરખાવવાને, પ્રખ્યાત ઇંગ્લિશ સ્ત્રીકવિ ક્રિસ્ટિના રોસ્સેટીના

એક ન્હાના કાવ્યને અહીં ઉતારીને આ પ્રસ્તાવનાને અલંકૃત કરવાની લાલચ હું અટકાવી શકતો નથી:—

"Why should I call Thee Lord who art my God?
Why should I call Thee Friend who art my Love?
Or King, who art my only spouse above,
Or call Thy sceptre in my heart Thy rod?
Lo, now Thy banner over me is love,
All heaven flies open to me at Thy nod,
For Thou hast lit Thy flame in me a clod,
Made me a nest for dwelling of Thy dove.
What wilt Thou call me in our home above
Who now hast called me friend? how will it be
When Thou for good wine settest forth the best?
Now Thou dost bid me come and sup with Thee,
Now Thou dost make me lean upon Thy breast—
How will it be with me in time of love?"

Christina G. Rossetti.

**અર્થ:**—"તું કે જે મારો ઈશ્વર છે, તેને મારે સ્વામી શા માટે કહેવો જોઇએ? તું કે જે મારો સ્નેહ છે, તેને મારે મિત્ર શા માટે કહેવો જોઇએ? અથવા, ઉપર જે મારો એકજ પતિ છે, તેને રાજા શા માટે, કે મારા હૃદયમાં જે તારો રાજ્યદંડ છે, તેને ધોકો શા માટે કહેવો જોઇએ? જો, હવે સ્નેહ મારા ઉપરનો તારો વાવટો છે, તારા ઇશારાથી સમગ્ર સ્વર્ગ મારી આગળ ખુલ્લું થાય છે, કારણકે હું કે જે જડ હતી, તેમાં તેં તારી જ્વાલા પ્રગટાવી છે, અને તારા પારાવતના નિવાસ માટે મને એક માળાના જેવી કરી છે. હમણાં જેણે મને સખી

કહી, તે તું ઉપરના આપણા મંદિરમાં મને શું કહીને બોલાવીશ? જ્યારે સારા દ્રાક્ષાસવને બદલે તું ઉત્તમ દ્રાક્ષાસવ મૂકીશ, ત્યારે કેમ થશે? હમણાં તું મને આવીને તારી સાથે ભોજન લેવાની આજ્ઞા કરે છે, હમણાં તું મને તારી છાતી ઉપર આધાર અપાવે છે, તો સ્નેહના સમયમાં મને શો અનુભવ થશે?"

બાબુ રવીન્દ્રનાથ ટાગોરની ગુજરાતને ઘણી પિછાન થઈ ચૂકી છે. ગીતાંજલિના અનુવાદના પણ ઘણા પ્રયત્નો થયા છે. આવા વિશ્વવિખ્યાત પુસ્તકની ચમત્કૃતિ પ્રદર્શિત કરવાના પ્રયાસમાં કંઇક પ્રગલ્ભતા લાગે છે. અને તોપણ એટલું લખી જવાય છે, કે ૯૫ મા કાવ્યના અંતમાં આ લોક અને પર લોકની માતાનાં સ્તનોની સાથે જે સરખામણી કરવામાં આવેલી છે, તે દુનિયાંના તમામ સાહિત્યમાં ઘણું કરીને અપૂર્વ છે, અને જેવી સુંદર તેવીજ સાચી અને અદ્‌ભુત છે.

ભાવનગર,
૧૯ મી જૂન, ૧૯૧૯. } **મણિશંકર રત્નજી ભટ્ટ.**

# ગીતાંજલિ.



## ૧

તેં મને અમર બનાવ્યો છે, એવી તારી લીલા છે. આ ભાંગી જાય તેવા પાત્રને તું ફરી ફરીને ખાલી કરે છે, અને નિરંતર નવા જીવનથી ભર્યા કરે છે.

આ બરૂની ન્હાની વાંસળીને તું ટેકરીઓ તથા ખીણોની ઉપર ઉઠાવી ગયેલ છે, અને તેના દ્વારા નવાં નવાં તાન તેં ઉડાવ્યાં છે.

તારા હાથના અમૃત સ્પર્શથી મારૂં ન્હાનું હૃદય હર્ષમાં પોતાની સીમાઓને ભૂલી જાય છે, અને અવાચ્ય વાણીને જન્મ આપે છે.

તારી અનંત બક્ષેશો આ મારા બહુ ન્હાના હાથ ઉપરજ આવે છે. યુગો ચાલ્યા જાય છે, અને છતાં તું વરસાવ્યા કરે છે, અને હજી પણ ભરાવાનું સ્થાન છે.

## ૨

જ્યારે તું મને ગાવાનો હુકમ કરે છે, ત્યારે એવું લાગે છે, કે જાણે મારા હૃદયના અભિમાનથી કકડા થઇ જશે; અને હું તારા વદન તરફ જોઉં છું, અને મારી આંખોમાં આંસુ આવે છે.

મારા જીવનમાં જે કંઇ કઠોર અને કર્કશ છે, તે ગળી જઇને એક મધુર સુસ્વર બની જાય છે. અને દરિયાની પાર ઉડતા કોઇ પ્રસન્ન પંખીની માફક મારી આરાધના પાંખો ફેલાવે છે.

હું જાણું છું, કે તને મારા ગાનથી આનંદ થાય છે. હું જાણું છું, કે માત્ર એક ઉદ્‍ગાતા તરીકે હું તારી સન્મુખ આવું છું.

મારા ગીતની દૂર વિસ્તરતી પાંખની કોરથી તારા ચરણને હું સ્પર્શ કરૂં છું, કે જેને પહોંચવાની તો હું કદાપિ આશા રાખી શકું નહીં.

ગાનના ઉલ્લાસથી મસ્ત થઇને હું મારી જાતને ભૂલી જાઉં છું, અને તું કે જે મારો પ્રભુ છે, તેને મિત્ર કહી બોલાવું છું.

## ૩

મારા પ્રભુ! તું શી રીતે ગાય છે, તે હું જાણતો નથી. હું નિરંતર અશબ્દ આશ્ચર્યથી સાંભળ્યા કરૂં છું.

તારા ગાનનો પ્રકાશ દુનિયાંને અજવાળે છે. તારા ગાનનો જીવનપ્રાણ આકાશથી આકાશ સુધી સંચરે છે, તારા ગાનનો પવિત્ર પ્રવાહ તમામ પત્થરની આડચોને ભેદે છે, અને આગળ ધસે છે.

તારા ગીતમાં જોડાવાને મારૂં હૃદય તલસે છે, પણ પ્રયાસ છતાં અવાજ નિકળતો નથી. બોલવાની મારી ઇચ્છા છે, પણ વાણી ગીતમાં ઉતરતી નથી, અને હારી જઇને હું પુકાર કરૂં છું. અહા! મારા માલિક! તારા ગાનની અનંત જાળમાં તેં મારા હૃદયને કેદી બનાવેલ છે.

## ૪

મારા જીવનના જીવન! મારાં બધાં અંગો ઉપર તારો જીવન્ત સ્પર્શ છે, એમ જાણીને મારા શરીરને વિશુદ્ધ રાખવાને હું હમેશાં યત્ન કરીશ.

બધાં અસત્યોને મારા વિચારથી બહાર રાખવાને હું હમેશાં યત્ન કરીશ, કારણકે હું જાણું છું, કે તું તે સત્ય છે, કે જેણે મારા મનમાં વિવેકના પ્રદીપને પ્રગટાવ્યો છે.

બધાં અહિતોને મારા હૃદયમાંથી હાંકી કાઢવાને અને મારી પ્રીતિને કુસુમિત રાખવાને હું હમેશાં યત્ન કરીશ, કારણકે હું જાણું છું, કે મારા હૃદયના સૌથી અંદરના મંદિરમાં તારે તારૂં આસન છે.

અને મારાં કર્મોમાં તને પ્રગટ કરવાનો હું પ્રયાસ કરીશ, કારણકે હું જાણું છું, કે જે મને કર્મ કરવાને બળ આપે છે, તે શક્તિ તારી છે.

૫

એક ક્ષણભર તારે પડખે બેસવાની હું રજા માગું છું. મારા હાથમાં કામ છે, તે હું પછી પૂરાં કરીશ.

તારા વદનના દર્શનથી દૂર હોઉં, ત્યારે મારા હૃદયને ક્યાંય ચેન પડતું નથી, કે આરામ મળતો નથી; અને મારૂં કામ મહેનતના એક કિનારા વગરના દરિયામાં છેડા વગરની મજૂરીના જેવું બની જાય છે.

આજે ગ્રીષ્મ ઋતુ પોતાના નિઃશ્વાસો અને કલરવો સહિત મારી બારીએ આવી છે; અને કુસુમતી કુંજના દરબારમાં મધુકરો પોતાનું સંગીત કરી રહ્યા છે.

અત્યારેજ તારી સન્મુખ બેસવાનો, અને આ અશબ્દ તથા વહી જતા અવકાશમાં જીવનના સમર્પણનું ગાન કરવાનો સમય છે.

૬

આ ન્હાના ફુલને ચૂંટી લે, વાર કર માં! મને બીક લાગે છે, કે રખેને તે કરમાઇને ધૂળમાં પડી જશે.

તારી માલામાં ભલે તેને સ્થાન ન મળે, પણ તારા હાથથી દુઃખના સ્પર્શનું માન તો તેને મળવા દે, અને તેને ચૂંટી લે. મને બીક લાગે છે, કે રખેને મને ખબર પડે તે પહેલાં દિવસ અસ્ત પામી જાય, અને અર્પણનો સમય વીતી જાય.

જોકે આ ફુલનો રંગ કંઇ ઊંડો નથી, અને તેની વાસ છેક આછી છે, છતાં તારી સેવામાં તેને વાપરવાની કૃપા કર, અને સમય છે ત્યાં તેને ચૂંટી લે.

૭

મારા ગીતે પોતાના શણુગારો દૂર મૂક્યા છે. તેને પોશાક તથા ઘરેણાંનું અભિમાન રહ્યું નથી. ઘરેણાંથી તો આપણા યોગમાં વિક્ષેપ થાય, તે તારી અને મારી વચ્ચે આવે, તેના રણકારમાં તારા ધીમા સ્વર ન સંભળાય.

તારા દર્શનથી મારૂં કવિ તરીકેનું મિથ્યાભિમાન મરી જાય છે. ઓ કવિઓના સ્વામી! હું તારે ચરણે બેસી ગયો છું. માત્ર મને મારી ઝિંદગી એક બરૂની વાંસળીના જેવી સાદી અને સીધી બનાવવા દે, કે જેને તું સંગીતથી ભરી શકે.

૮

જે કોઇ બાલકને રાજાના ઝભ્ભા પહેરાવ્યા હોય, અને ગળામાં રત્નજડિત હાર નાંખ્યા હોય, તેને પોતાની રમતમાં કશી મઝા પડતી નથી; તેનો પોશાક પગલે પગલે તેને આડો આવે છે.

રખેને તે ચીરાઇ જશે, રખેને તે ધૂળ લાગવાથી બગડશે, એવી ચિંતાથી તે દુનિયાંથી દૂર રહે છે, અને હાલતાં પણ ડરે છે.

મા, જો તારૂં શોભાનું બંધન પૃથ્વીની તનદુરસ્ત ધૂળથી માણસને અલગ રાખે, અને સાધારણ માનવ જીવનના મોટા મેળામાં પ્રવેશ કરવાનો હક ખૂંચવી લે, તો તેથી કંઇ લાભ નથી.

૯

ઓ મૂર્ખ, શું તું તારા પોતાના ખભા ઉપર તારી જાતને ઉપાડી જવાનો યત્ન કરે છે! ઓ ભિખારી, શું તું તારે પોતાને બારણે ભીખ માગવા આવ્યો છે!

જે બધું વહવાને સમર્થ છે, તેના હાથ ઉપર તારા બધા બોજા છોડી દે; અને અફસોસમાં કદાપિ પાછો વળી ન જો.

તારી કામના પોતાના શ્વાસથી જે દીવાનો સ્પર્શ કરે છે, તેનો પ્રકાશ તે તરત બૂઝવી નાંખે છે. તે અપવિત્ર છે: તેના અસ્વચ્છ હાથથી તારી બક્ષેશો તું ન લે. પવિત્ર સ્નેહથી જે અર્પણ થાય, તેનોજ તું સ્વીકાર કર.

૧૦

અહીં તારૂં ચરણાસન છે, અને તારાં ચરણો પણ અહીંજ વિરમે છે, કે જ્યાં ગરીબમાં ગ-

રીઓ, અને સૌથી ઉતરતાંઓ, અને ખોવાયલાંઓ વસે છે.

જ્યારે હું તને પ્રણામ કરવાને યત્ન કરૂં છું, ત્યારે મારો પ્રણિપાત એટલી ઊંડાઇ સુધી પહોંચી શકતો નથી, કે જ્યાં ગરીબમાં ગરીબોમાં, અને સૌથી ઉતરતાંઓમાં, અને ખોવાયલાંઓમાં તારાં ચરણો વિરમે છે.

અભિમાન ત્યાં કદાપિ પહોંચી શકે નહીં, કે જ્યાં ગરીબમાં ગરીબોની અંદર, અને સૌથી ઉતરતાંઓની અંદર, અને ખોવાયલાંઓની અંદર તું દરિદ્રનાં કપડાં પહેરીને ચાલે છે.

મારૂં હૃદય તે માર્ગ કદાપિ શોધી શકે નહીં, કે જ્યાં ગરીબમાં ગરીબોમાં, અને સૌથી ઉતરતાંઓમાં, અને ખોવાયલાંઓમાં સોબત વગરનાંઓની તું સોબત કરે છે.

## ૧૧

આ ભજન, અને ગાયન, અને માળા ફેરવવાનું છોડી દે! બધાં દ્વાર બંધ કરીને દેવાલયના આ એકાંત અંધારા ખૂણામાં તું કોની ઉપાસના કરે છે? તારી આંખો ઉઘાડ, અને જો, કે તારો ઈશ્વર તારી સન્મુખ નથી!

તે તો ત્યાં છે, કે જ્યાં ખેડુત કઠોર ભૂમિને ખેડે છે, અને જ્યાં રસ્તો બનાવનાર પત્થરો ભાંગે છે. તે તડકામાં અને વરસાદમાં તેમની સાથે છે, અને તેનાં કપડાં ધૂળથી આચ્છાદિત છે. તારો પવિત્ર ઝબ્ભો ઉતારી નાંખ, અને તેની માફક ધૂળવાળી ભૂમિ ઉપર આવ !

મોક્ષ? મોક્ષ ક્યાં મળે તેમ છે? આપણા પ્રભુએ પોતે આનંદથી સૃષ્ટિનાં બંધનો ધારણ કર્યાં છે; તે હમેશાંને માટે આપણ સર્વની સાથે બંધાયલો છે.

તારા ધ્યાનમાંથી બહાર આવ, અને તારાં કુસુમ અને ધૂપ બાજુએ મૂક! તારાં કપડાં ફાટે અને મેલાં થાય, તેમાં શી હરકત છે? તેને મળ, અને મહેનતમાં, તથા ભમ્મરના પરસેવામાં તેને પડખે ઉભો રહે.

૧૨

મારી યાત્રા જે વખત લે છે તે લાંબો છે, અને તેનો માર્ગ લાંબો છે.

હું પ્રકાશના પહેલા કિરણના રથ ઉપર નિકળ્યો, અને અનેક તારાઓ તથા ગ્રહો ઉપર

પગલાં મૂકતાં દુનિયાંઓનાં અરણ્યોમાં થઇને મેં મારો પ્રવાસ જારી રાખ્યો.

જે તારા પોતાની સૌથી પાસે આવે છે, તે માર્ગ સૌથી દૂર છે; અને જે સાધના સ્વરની કેવલ સરલતા તરફ દોરે છે, તે સૌથી કઠિન છે.

પ્રવાસીને પોતાને દ્વારે આવવા સારૂ દરેક પરાયે દ્વારે ઠોકવું પડે છે, અને આખરે સૌથી અંદરને મંદિરે પહોંચવા સારૂ માણસને બધી બહારની દુનિયાંઓમાં ભટકવું પડે છે.

મારી આંખો મેં બંધ કરી, અને કહ્યું કે "તું અહીં છે," તે પહેલાં તે ઘણે દૂર દૂર ભટકતી હતી.

"અરે ક્યાં?" એ પ્રશ્ન અને એ પુકાર પિગળીને આંસુનાં હજારો ઝરણ બની જાય છે, અને "હું છું," એ પ્રત્યયના પ્રવાહથી તમામ દુનિયાંને રેલી દે છે.

## ૧૩

જે ગાન ગાવાને હું આવ્યો છું, તે આજ દિવસ સુધી ગવાયા વગરનું રહ્યું છે.

મારા વાદિત્રના તાર બાંધવામાં અને છોડ-વામાં મેં મારા દિવસો ગુજાર્યા છે.

તાલ સાચો આવ્યો નથી, શબ્દો બરાબર ગોઠવાયા નથી; માત્ર મારા હૃદયમાં ઇચ્છાની વેદના છે.

કળી ખીલી નથી; માત્ર પવન નિઃશ્વાસ નાંખતો પાસે થઈને વહી જાય છે.

મેં તેનું વદન જોયું નથી, તેમ તેનો અવાઝ સાંભળ્યો નથી; માત્ર મારા ઘર આગળના રસ્તા ઉપરથી તેનાં કોમળ પગલાં સાંભળ્યાં છે. •

આખો દિવસ ભોંયતળિયે તેનું આસન બિછાવવામાં વીતી ગયો છે; પણ દીવો હજી પ્રગટાયો નથી, અને હું તેને મારા ઘરમાં બોલાવી શકતો નથી.

હું તેની સાથે મેલાપની આશામાં જીવું છું; પણ એ મેલાપ હજી થયો નથી.

## ૧૪

મારી વાસનાઓ ઘણી છે, અને મારો પુકાર દયાજનક છે. પણ હમેશાં તેં મને કઠોર ના પાડીને બચાવ્યો છે; અને આ પ્રબલ દયા મારા જીવનમાં ઓતપ્રોત ઉતરી ગયેલ છે.

જે સાદી મોટી બક્ષેશો તેં મને માગ્યા વગર આપેલી છે, તે માટે તું મને દિનપ્રતિદિન લાયક બનાવે છેઃ આ આકાશ અને પ્રકાશ; આ શરીર, અને જીવન, અને મનઃ અને આ પ્રમાણે અતિશય વાસનાનાં જોખમોમાંથી તેં મને બચાવેલ છે.

કેટલીક વાર હું શિથિલ થઇને પડ્યો રહું છું, અને કેટલીક વાર જાગ્રત્ થઇને મારા લક્ષ્યની શોધમાં ત્વરા કરૂં છું; પણ નિષ્ઠુર થઇને તું પોતાને મારી આગળથી છુપાવે છે.

વારંવાર મને ના પાડીને, અને નિર્બળ અનિશ્ચિત વાસનાનાં જોખમોમાંથી મને બચાવીને, દિનપ્રતિદિન તું મને તારા પૂર્ણ સ્વીકાર માટે લાયક બનાવે છે.

૧૫

હું અહીં છું, તે માત્ર તારી પાસે ગીત ગાવા સારૂ છું. આ તારા ઓરડામાં મારે માટે એક ખૂણામાં બેઠક છે.

તારી દુનિયાંમાં મારે કશું કામ કરવાનું નથી; મારા નિરુપયોગી જીવનમાંથી ઉદ્દેશ વગરના સ્વરો માત્ર નિકળી શકે છે.

મધ્ય રાત્રિના અંધારા મંદિરમાં તારી નિઃશબ્દ ઉપાસનાની ઘડી વાગે, ત્યારે ઓ મારા સ્વામી! તારી આગળ ગાવા માટે ઉભા રહેવાની તું મને આજ્ઞા કરજે.

પ્રભાતની હવામાં જ્યારે સોનેરી વીણાના તારનો મેળ થાય, ત્યારે હાજર રહેવાનો હુકમ કરીને મને માન આપજે.

૧૬

આ સંસારના ઉત્સવમાં મને આમંત્રણ મળ્યું છે, અને આ પ્રમાણે મારૂં જીવન ધન્ય થયેલ છે. મારી આંખોએ જોયું છે, અને મારા કાનોએ સાંભળ્યું છે.

આ ઉત્સવમાં મારૂં કર્તવ્ય મારૂં વાદિત્ર બજાવવાનું હતું, અને મેં બની શક્યું તે બધું કર્યું છે.

હવે હું પૂછું છું, કે આખરે એ વખત આવ્યો છે, કે જ્યારે હું અંદર જઇ શકું, અને તારૂં વદન જોઇ શકું, અને બોલ્યા વગર પ્રણામ કરી શકું?

૧૭

હું માત્ર સ્નેહને માટે રાહ જોઉં છું, કે જેથી આખરે હું પોતાને તેના હાથમાં સમર્પિત કરી

દઉં. એ કારણથી આટલું મોડું થયું છે, અને એ કારણથી આવા દોષોનો હું અપરાધી થયો છું.

લોકો મને બરાબર બાંધી લેવા સારૂ કાયદાઓ અને કાનૂનો લઇને આવે છે, પણ હું તેમની પાસેથી હમેશાં ખસી જાઉં છું; કારણ કે હું માત્ર સ્નેહને માટે રાહ જોઉં છું, કે જેથી આખરે હું પોતાને તેના હાથમાં સમર્પિત કરી દઉં.

લોકો મને ઠપકો આપે છે, અને મને બેદરકાર કહે છે; તેઓ ખરો ઠપકો આપે છે, એ બાબતમાં મને કશી શંકા નથી.

બજારનો દિવસ પૂરો થયો છે, અને ધંધાદારીઓનું તમામ કામ આટપાયું છે. જેઓ નિરર્થક મને બોલાવવા આવ્યા હતા, તેઓ રીસાઇને પાછા ગયા છે. હું માત્ર સ્નેહને માટે રાહ જોઉં છું, કે જેથી આખરે હું પોતાને તેના હાથમાં સમર્પિત કરી દઉં.

## ૧૮

વાદળાં ઉપર વાદળાં ભરાય છે, અને અંધારૂં થઇ જાય છે. અહા પ્રિયતમ! શા માટે તું મને

બહાર દ્વાર પાસે સાવ એકલો રાખીને રાહ જોવા દે છે?

બપોરના કામની ઉદ્યોગી ક્ષણોમાં હું સમૂહની સાથે હોઉં છું, પણ આજના અંધારા એકાંત દિવસે તો હું કેવળ તારે માટે આશા રાખું છું.

જો તું મને તારૂં વદન નહીં દેખાડે, જો તું મને છેક બાજુએ રહેવા દેશે, તો આ લાંબા વરસાદના કલાકો હું શી રીતે વીતાડીશ, તેની મને ખબર પડતી નથી.

દૂર દૂરના આકાશના અંધકારને હું નિહાળ્યા કરૂં છું, અને અસ્થિર પવનની સાથે વિલાપ કરતું મારૂં હૃદય ભ્રમણ કરે છે.

## ૧૯

જો તું બોલીશ નહીં, તો હું મારૂં હૃદય તારા મૌનથી ભરીશ, અને તે સહન કરીશ. હું શાંત રહીશ, અને તારાઓ સહિત જાગરણ કરતી તથા ધીરજથી મસ્તક નીચું નમાવીને બેઠેલી રાત્રિની માફક રાહ જોઇશ.

પ્રભાત અવશ્ય આવશે, અંધકાર દૂર થશે, અને તારો અવાઝ આકાશને ભેદીને સોનેરી ઝરણોમાં ઉતરશે.

ત્યારે તારા શબ્દો મારાં પંખીઓના માળામાંના દરેકમાંથી ગીત બનીને ઉડવા લાગશે, અને તારા સ્વરો મારા જંગલની બધી કુંજોમાં ફુલ બનીને ખીલી નિકળશે.

૨૦

અફસોસ! જે દિવસે કમળ ખીલ્યું, તે દિવસે મારૂં મન ભ્રમિત હતું; અને મને તેની ખબર પડી નહીં. મારી ટોપલી ખાલી હતી, અને ફુલ ધ્યાન અપાયા વગરનું રહ્યું.

માત્ર ફરી ફરીને અમુક શોક મને થઇ આવતો, અને હું સ્વપ્નમાંથી જાગી જતો; તથા દક્ષિણના પવનમાં કોઇ વિલક્ષણ સુવાસની મંદ મધુર ગંધ અનુભવતો.

તે અકલ માધુર્યને લીધે મારૂં હૃદય ઉત્સુકતાથી દૂખવા લાગ્યું, અને મને એવું દેખાયું, કે તે ગ્રીષ્મનો ઉત્સુક શ્વાસ છે, અને પોતાની પૂર્ણતાને શોધી રહ્યો છે.

તે વખતે મને ખબર નહોતી, કે તે એટલું પાસે છે, અને મારૂં છે, અને આ સંપૂર્ણ માધુર્ય મારા પોતાના હૃદયના ગાંભીર્યમાં ખીલેલું છે.

## ૨૧

મારે મારી હોડી ચલાવવી જોઇએ. કિનારા ઉપર ધીમા કલાકો વીતી જાય છે. શી મારી દશા!

વસંતે કુસુમો આપવાનું કાર્ય કરીને રજા લીધી છે. અને અત્યારે કરમાયેલાં નકામાં કુસુમોના ભાર સાથે હું રાહ જોઉં છું, અને બેસી રહ્યો છું.

મોજાંઓ કોલાહલ કરવા લાગ્યાં છે, અને છાયાવાળી ગલીમાં કાંઠા ઉપર પીળાં પાંદડાં ફડફડે છે, અને પડે છે.

શી શૂન્યતા ઉપર તમે જોઇ રહ્યા છો! બીજે કિનારેથી તરી આવતા દૂરના ગીતના સ્વરોની સાથે હવામાં અમુક ચમક પસાર થતી તમને લાગતી નથી?

## ૨૨

વરસાદવાળા જૂલાઇની ઊંડી છાયામાં ગુપ્ત પગલે તું ચાલે છે, રાતના સરખો નિઃશબ્દ છે, અને કોઇ પણ ચોકીદાર તને જોઇ શકતો નથી.

પુકાર કરતા પૂર્વના પવનનાં આગ્રહી આવાહનોની દરકાર ન કરતાં આજે પ્રભાતે પોતાની આંખો બંધ રાખી છે, અને સદા જાગ્રત્ આસ્માની આકાશ ઉપર ઘાટો પડદો ફેલાયેલ છે.

કુંજોનાં ગીતો શમી ગયાં છે, અને દરેક ઘરમાં બધાં દ્વાર બંધ છે. આ નિર્જન ગલીમાં એકલો તું પ્રવાસી છે. ઓ મારા એકના એક મિત્ર! મારા પ્રિયતમ! મારા ઘરના દરવાજા ખુલ્લા છે. એક સ્વપ્નની માફક તું પસાર થઇ ન જતો.

૨૩

મારા મિત્ર! આવી તોફાની રાત્રિએ શું તું તારા સ્નેહના પ્રવાસ ઉપર બહાર નિકળ્યો છે? કોઇ નિરાશામાં હોય તેની માફક આકાશ મંદ વિલાપ કરે છે.

આજ રાત્રે મને ઊંઘ આવતી નથી. મારા મિત્ર! હું મારૂં દ્વાર ફરી ફરીને ઉઘાડું છું, અને અંધકાર તરફ નઝર નાંખું છું.

મારી આગળ હું કશું જોઇ શકતો નથી. મને આશ્ચર્ય થાય છે, કે તારો માર્ગ ક્યાં હશે! મારા મિત્ર! શાહી જેવી કાળી નદીને કયે

અંધારે કાંઠે થઇને, ભીષણ જંગલને કયે દૂરને છેડે થઇને, કેવા વિષમ અને ગહન અંધકારમાં થઇને મારી પાસે આવવા સારૂ તું માર્ગ કાપી રહ્યો છે?

## ૨૪

જ્યારે દિવસ પૂરો થયો છે, જ્યારે પંખીઓ ગાતાં નથી, અને પવન થાકીને બંધ પડી ગયો છે, ત્યારે જેમ પૃથ્વીને તેં નિદ્રાના ઓઢણાથી વીંટાળી દીધી છે, અને જેમ સાંઝને વખતે કરમાતા કમળની પાંખડીઓને તેં કોમલતાથી બંધ કરેલ છે, તેમ મારા ઉપર પણ અંધકારનો ઘાટો પડદો ફેલાવી દે.

તે મુસાફર, કે જેનો ભાતાંનો કોથળો મુસાફરીનો અંત આવ્યા પહેલાં ખાલી થયેલ છે, જેનાં કપડાં ફાટેલાં તથા ધૂળથી ભરાઇ ગયેલાં છે, અને જેનું બળ બધું વપરાઇ ગયું છે, તેની શરમ અને ગરીબાઇ દૂર કર, અને તારી માયાળુ રાત્રિના આવરણ નીચે એક ફુલની માફક તેના જીવનને નવું બનાવ.

## ૨૫

કાયરપણાની રાત્રિમાં ચાલ હું ભાંજગડ વગર ઊંઘને અધીન થાઉં, અને તારા ઉપર વિશ્વાસ રાખું.

તારી ઉપાસના માટે મારા થાકેલા પ્રાણુને નિર્માલ્ય તૈયારી કરવાનો બલાત્કાર ન કરૂં.

દિવસની થાકેલી આંખો ઉપર જે રાત્રિનો પડદો ઢાળે છે, તે તું છે, કે જેથી જાગ્રત્ થવાના વધારે તાજા આનંદમાં તેની દૃષ્ટિને નવ જીવન મળે.

૨૬

તે આવ્યો, અને મારી બાજુએ બેઠો, પણ હું જાગ્યો નહીં. કેવી દુષ્ટ એ નિદ્રા, અને કેવો હું કમનસીબ!

રાત્રિ શાંત હતી, ત્યારે તે આવ્યો; તેની વીણા તેના હાથમાં હતી, અને તેના સ્વરોથી મારાં સ્વપ્નો નાદયુક્ત થયેલાં.

અફ્સોસ! શા માટે મારી બધી રાત્રિઓ આ પ્રમાણે વ્યર્થ જાય છે? અરે! જેનો શ્વાસ મારી નિદ્રાને સ્પર્શ કરે છે, તેનું દર્શન હું શા વાસ્તે હમેશાં ખોઉં છું?

૨૭

પ્રકાશ? અરે! ક્યાં છે પ્રકાશ? ઇચ્છાના પ્રજવલિત અગ્નિથી તેને પ્રગટાવો!

દીવો છે, પણ જ્વાલાની એક શિખા સરખી નથી. મારા હૃદય! શું તારી એ દશા થઇ છે? અરે! એ કરતાં તો મોત તારે માટે હજાર દરજ્જે બેહતર!

વેદના તારૂં બારણું ઠોકે છે, અને તેનો સંદેશો એ છે, કે તારો સ્વામી જાગ્રત્ છે, અને તે તને રાત્રિના અંધકારમાં થઇને સ્નેહસંમેલન માટે બોલાવે છે.

આકાશ વાદળાંઓથી ઘેરાઇ ગયું છે, અને વરસાદ સંતત પડ્યા કરે છે. મારી અંદર આ શેનો સંચાર થાય છે, તે હું જાણતો નથી: તેનો અર્થ હું સમજતો નથી.

એક ક્ષણનો વીજળીનો ચમકારો મારી દૃષ્ટિ ઉપર વધારે ગહન અંધકાર ઘસડી લાવે છે, અને રાત્રિનું સંગીત જ્યાં મને બોલાવે છે, તે માર્ગને માટે મારૂં હૃદય ફાંફાં મારે છે.

પ્રકાશ? અરે! ક્યાં છે પ્રકાશ? ઇચ્છાના પ્રજ્વલિત અગ્નિથી તેને પ્રગટાવો! ગર્જના થાય છે, અને અવકાશમાં ચીસ પાડતો પવન ઘૂમે છે. રાત્રિ કાળા પત્થરના જેવી અંધારી છે. કલાકોને અંધારામાં વીતવા ન દે. સ્નેહના દીવાને તારા જીવનથી પ્રગટાવ.

## ૨૮

બંધનો કઠણ છે, પણ જ્યારે હું તેમને તોડવાનો યત્ન કરૂં છું, ત્યારે મારૂં હૃદય દૂખે છે.

મારે માત્ર મુક્તિ જોઇએ છીએ, પણ તેને માટે આશા રાખતાં મને શરમ લાગે છે.

મને ખાતરી છે, કે તારી અંદર અમૂલ્ય સમૃદ્ધિ છે, અને તું મારો શ્રેષ્ઠ મિત્ર છે; પણ મારો ઓરડો માત્ર દેખાવનાં જે દ્રવ્યથી ભરાઇ ગયો છે, તેને વાળી કાઢવાની મારામાં હિંમત નથી.

જે કફન મારૂં આચ્છાદન કરે છે, તે એક ધૂળ અને મૃત્યુનું કફન છે; હું તેને ધિક્કારૂં છું, છતાં સ્નેહથી આલિંગન આપું છું.

મારાં કરજો મોટાં છે, મારી નિષ્ફળતાઓ પણ મોટી છે, મારી શરમ ગુપ્ત અને ભારે છે; છતાં જ્યારે હું મારા હિત માટે માગવા આવું છું, ત્યારે હું ધાસ્તીથી કંપું છું, કે રખેને મારી પ્રાર્થનાનો સ્વીકાર થાય.

## ૨૯

જેને હું મારા નામથી વીંટાળું છું, તે આ કારાગૃહમાં રડે છે. હું હમેશાં ચોતરફ આ

દિવાલ બાંધવામાં રોકાયલો રહું છું, અને જેમ જેમ દિનપ્રતિદિન આ દિવાલ આકાશમાં ઊંચી ચડતી જાય છે, તેમ તેમ તેની અંધારી છાયામાં હું મારી ખરી સત્તાને જોઇ શકતો નથી.

મને આ દિવાલને માટે અભિમાન છે, અને હું તેને ધૂળ તથા રેતીથી છાંદું છું, કે રખેને આ નામમાં એક ન્હાનામાં ન્હાનું છિદ્ર પણ રહી જાય; અને જે સંભાળ હું લઉં છું, તે તમામના બદલામાં મારી ખરી સત્તાને હું જોઇ શકતો નથી.

## ૩૦

મુલાકાતે જવા સારૂ હું મારે માર્ગે એકલો બહાર આવ્યો. પણ આ કોણ છે, કે જે નિઃશબ્દ અંધકારમાં મારી પાછળ ચાલે છે ?

તેની હાજરીથી બચવા સારૂ હું બાજુએ ખસું છું, છતાં તેનાથી હું છુટો થઇ શકતો નથી.

ગર્વિષ્ટ ચાલ વડે તે પૃથ્વીમાંથી ધૂળ ઉરાડે છે; જે કંઇ શબ્દ હું બોલું છું, તેની સાથે તે પોતાનો મોટો ઘાંટો ઉમેરે છે.

મારા પ્રભુ ! તે મારો પોતાનો ન્હાનો પોતે છે, તેને કશી શરમ નથી; પણ તેની સોબતમાં તારે દ્વારે આવતાં હું શરમાઉં છું.

## ૩૧

"કેદી, મને કહે, કે જેણે તને બાંધ્યો, તે કોણ હતો?"

કેદીએ કહ્યું, "એ મારો માલિક હતો. મને લાગેલું, કે દોલતમાં અને અધિકારમાં હું દુનિયાંના દરેક માણસથી ચડી શકું, અને તેથી જે નાણું મારા રાજાને આપવાનું હતું, તે મેં મારા પોતાના ખજાનામાં એકઠું કર્યું. જ્યારે હું ઊંઘથી વિવશ થયો, ત્યારે જે બિછાનું મારા સ્વામીને માટે હતું, તેના પર હું સૂતો, અને જાગતાં મને માલુમ પડ્યું, કે મારા પોતાના ખજાનાના મકાનમાં હું કેદ થયેલો છું."

"કેદી, મને કહે, કે જેણે આ ભાંગે નહીં તેવી સાંકળ બનાવી, તે કોણ હતો?"

કેદીએ કહ્યું, "તે હું હતો, કે જેણે આ સાંકળ ઘણી સંભાળથી ઘડેલી. મેં ધારેલું, કે મારી જિતાય નહીં તેવી શક્તિથી હું દુનિયાંને બંધનમાં રાખી શકીશ, અને પોતે હરકત વગર છુટો રહી શકીશ. આ પ્રમાણે રાતે અને દિવસે મોટા તાપથી અને ક્રૂર કઠોર ઘા મારીને મેં આ સાંકળનું કામ કર્યા કર્યું. આખરે જ્યારે કામ થઇ રહ્યું, અને આંકડા પૂરા તથા ભાંગે નહીં તેવા થયા, ત્યારે મને માલુમ પડ્યું, કે હું પોતેજ તેના બંધનમાં સપડાયો છું."

## ૩૨

આ દુનિયાંમાં જેઓ મને ચાહે છે, તેઓ મને બરાબર પકડી રાખવાને બધાં સાધનોથી યત્ન કરે છે. પણ તારા સ્નેહની વાત જુદી છે. તારો સ્નેહ તેમના કરતાં મહત્તર છે, અને છતાં તું મને છૂટો રાખે છે.

રખેને હું તેમને ભૂલી જાઉં, તેટલા માટે તેઓ મને એકલો રાખવાની કદાપિ હિંમત કરતા નથી. પણ દિવસ પછી દિવસ વીતે છે, અને તું દેખાતો નથી.

જો મારી પ્રાર્થનાઓમાં હું તને ન બોલાવું, જો મારા હૃદયમાં હું તને ન રાખું, તોપણ મારે માટેનો તારો સ્નેહ મારા સ્નેહને માટે હમેશાં રાહ જુએ છે.

## ૩૩

જ્યારે સૂર્યોદય થયો, ત્યારે તેઓ મારા ઘરમાં આવ્યા, અને બોલ્યા, કે "અમે અહીં થોડામાં થોડી જગ્યા રોકશું."

તેમણે કહ્યું, કે "અમે તમને તમારા ઈશ્વરની ઉપાસનામાં મદદ કરશું, અને તેની કૃપાનો

માત્ર અમારો પોતાનો ભાગ નમ્રતાથી સ્વીકારશું;" અને પછી તેમણે એક ખૂણામાં પોતાની બેઠક કરી, અને તેઓ શાંત તથા ગરીબ જેવા બેસી રહ્યા.

પણ રાત્રિના અંધકારમાં મને માલુમ પડે છે, કે તેઓ જોરાવર અને તોફાની બનીને મારા પવિત્ર મંદિરમાં ઘુસે છે, અને દુષ્ટ લોભથી ઈશ્વરની વેદીમાંથી અર્પણોનું હરણ કરે છે.

## ૩૪

મારો એટલો અલ્પ શેષ માત્ર રહેવા દે, કે જે વડે હું તને મારો સર્વ કહી શકું.

મારી ઇચ્છામાંથી માત્ર એટલી અલ્પ શેષ રહેવા દે, કે જેથી હું તને દરેક બાજુએ અનુભવું, અને દરેક વસ્તુમાં તારી પાસે આવું, અને દરેક ક્ષણે મારો સ્નેહ તને અર્પણ કરૂં.

મારો એટલો અલ્પ શેષ માત્ર રહેવા દે, કે જેથી હું તને કદાપિ છુપાવું નહીં.

મારી બેડીઓનો એટલો અલ્પ શેષ માત્ર રહેવા દે, કે જે વડે તારી ઇચ્છાની સાથે હું બંધાયલો છું, અને તારો ઉદ્દેશ મારા જીવનમાં સિદ્ધ થાય છે: અને એ તારા સ્નેહની બેડી છે.

## ૩૫

જ્યાં મન ભયથી રહિત છે, અને મસ્તક ઊંચું રખાય છે;

જ્યાં જ્ઞાનને મુક્તિ છે;

જ્યાં સંકુચિત સાંસારિક દિવાલોથી દુનિયાંના કકડા થયેલા નથી;

જ્યાં સત્યના ગાંભીર્યમાંથી શબ્દો બહાર આવે છે;

જ્યાં અવિરત પ્રયત્ન પૂર્ણતા તરફ પોતાના હાથ લંબાવે છે;

જ્યાં વિચારશક્તિનું નિર્મલ ઝરણુ નિર્જીવ ટેવની શુષ્ક રણુરેતીમાં લુપ્ત થયેલ નથી;

જ્યાં તારા વડે મન નિરંતર વિસ્તરતા વિચારમાં અને કર્મમાં આગળ દોરાય છે—

એ મોક્ષના સ્વર્ગમાં, ઓ મારા પિતા! મારા દેશને જાગ્રત્ થવા દે.

## ૩૬

મારા સ્વામી! તારી પાસે આ મારી પ્રાર્થના છે:—

મારા હૃદયની પામરતાના મૂલ ઉપર ઘા કર, ઘા કર.

મારા આનંદ અને શોક સહેલાઇથી સહન કરવાનું મને બળ આપ.

મારા સ્નેહને સેવામાં સફલ બનાવવાનું મને સામર્થ્ય આપ.

મને એવી શક્તિ આપ, કે ગરીબનો હું કદાપિ તિરસ્કાર ન કરૂં, કે ઉદ્ધત બળવાનો આગળ ઘૂંટણુ ન નમાવું.

મને એવું બળ આપ, કે નિત્યની નિર્માલ્ય વાતોથી હું મારા મનને ઉન્નત કરી શકું.

અને મને એવું સામર્થ્ય આપ, કે હું સ્નેહથી મારૂં બળ તારી ઇચ્છાને અધીન કરી શકું.

## ૩૭

મને લાગેલું, કે મારી શક્તિની છેલ્લી સીમા આવતાં મારી યાત્રાનો પણ અંત આવ્યો છે, મારી આગળનો માર્ગ બંધ છે, સાથે લીધેલો ખોરાક ખૂટી ગયો છે, અને કોઇક નિઃશબ્દ એકાંત સ્થાનમાં આશ્રય લેવાનો વખત આવી ચૂક્યો છે.

પણ મને માલુમ પડે છે, કે તારી ઇચ્છા મારી અંદર કશા અંતને જાણતી નથી. અને જ્યારે જૂના શબ્દો જીભ ઉપર લય પામે છે, ત્યારે હૃદયમાંથી નવા સ્વરો સ્ફુરી આવે છે; અને જ્યાં જૂના માર્ગો લુપ્ત થાય છે, ત્યાં નવો દેશ તેના ચમત્કારો સહિત પ્રગટ થાય છે.

## ૩૮

મને તારી જરૂર છે, માત્ર તારી જરૂર છે, એ જપ મારા હૃદયને નિરંતર કરવા દે. જે ઇચ્છાઓ મને દિવસ અને રાત વ્યગ્ર કરે છે, તે બધી ખોટી અને પોલી છે.

જે પ્રમાણે રાત્રિ પોતાના અંધકારમાં પ્રકાશ માટેની પ્રાર્થનાને છુપાવી રાખે છે, તેજ પ્રમાણે મને ભાન થયા વગર અંતરના ગહનમાં એવો પુકાર ચાલે છે, કે મને તારી જરૂર છે, માત્ર તારી જરૂર છે.

જે પ્રમાણે તોફાન શાંતિની સામે પોતાના બધા જોરથી અથડાય છે, ત્યારે પણ શાંતિમાં પોતાના અંતને શોધે છે, તેજ પ્રમાણે મારો બળવો તારા સ્નેહની સામે અથડાય છે, અને તે છતાં પુકારે છે, કે મને તારી જરૂર છે, માત્ર તારી જરૂર છે.

## ૩૯

જ્યારે હૃદય કઠોર અને શુષ્ક થઇ જાય, ત્યારે મારા ઉપર દયાની વૃષ્ટિ સાથે આવ.

જ્યારે જીવનમાંથી લાવણ્ય લુપ્ત થાય, ત્યારે ગીતના ઉછાળા સાથે આવ.

જ્યારે તોફાની કામ ચોતરફ કોલાહલ કરી મૂકે, અને તેની પારની વસ્તુઓ તરફ મને અંધ કરી દે, ત્યારે ઓ મારા નિઃશબ્દતાના સ્વામી! તારી શાંતિ અને સ્વસ્થતા સહિત મારી પાસે આવ.

જ્યારે મારૂં નિર્માલ્ય હૃદય વિવશ થઇને એકાદ ખૂણામાં ભરાઇ બેસે, ત્યારે ઓ મારા રાજા! બારણું તોડી નાંખ, અને એક રાજાના ઠાઠથી આવ.

જ્યારે કામના ભ્રમથી અને ધૂળથી મનને અંધ બનાવે, ત્યારે ઓ પવિત્ર અને અનિદ્ર પ્રભુ! તારા પ્રકાશ અને તારી ગર્જના સહિત આવ.

## ૪૦

ઓ મારા ઈશ્વર! દિવસોના દિવસો વીતી ગયા, પણ મારા શુષ્ક હૃદયમાં વૃષ્ટિ થયેલ નથી. ક્ષિતિજ ભયંકર લાગે તેવી ઉઘાડી છે, કોમળ વાદળાનું પાતળામાં પાતળું આચ્છાદન નથી, તેમ દૂર પણ થંડું ઝાપટું પડ્યું હોય, એવી લેશ માત્ર નિશાની નથી.

જો તારી ઇચ્છા હોય, તો મૃત્યુથી કાળું દેખાતું તારૂં ક્રોધનું તોફાન મોકલ; અને વીજળીના ફટકા મારીને આકાશને એક છેડાથી બીજા છેડા સુધી ચોંકાવી દે.

પણ ઓ મારા પ્રભુ! આ વ્યાપક નિઃશબ્દ તાપને તો પાછો ખેંચી લે, કે જે શાંત, અને તીક્ષ્ણ, અને ક્રૂર છે, તથા હૃદયને ભયંકર નિરાશાથી બાળી મૂકે છે.

પિતાના ક્રોધને દિવસે માતાના અશ્રુપૂર્ણ દેખાવના જેવા કૃપાના વાદળાને ઉપરથી નીચે ઉતરવા દે.

## ૪૧

ઓ મારા સ્નેહી! એ સૌની પાછળ તું ક્યાં ઉભો રહે છે, અને છાયાઓમાં પોતાને છુપાવે છે? તને અવસ્તુ ગણીને તેઓ તને ધક્કા મારે છે, અને ધૂળવાળે માર્ગે તારે પડખે થઇને ચાલ્યા જાય છે. હું તારે માટે મારાં અર્પણો પાથરીને કલાકો સુધી રાહ જોતાં થાકી જાઉં છું. રાહદારીઓ આવીને એક પછી એક મારાં ફુલ લે છે, અને મારી ટોપલી લગભગ ખાલી થઇ ગઇ છે.

સ્હવારનો વખત અને બપોર વીતી ગયેલ છે. સાંઝની છાયામાં મારી આંખો ઊંઘથી ઘેરાય છે. ઘેર જતા માણુસો મારા તરફ નઝર કરે છે, અને સ્મિત કરે છે, અને મને શરમ આવે છે. હું કોઇ ભિખારણ છોકરીની માફક બેસું છું, વદન ઉપર ચાદર ખેંચું છું, અને જ્યારે તેઓ પૂછે છે, કે "તારે શું જોઇએ છીએ," ત્યારે આંખ નીચી ઢાળી દઉં છું, તથા તેમને કશો જવાબ આપતી નથી.

અરે! હું તેમને કેવી રીતે કહી શકું, કે હું તારે માટે રાહ જોઉં છું, અને તેં આવવાનું વચન આપ્યું છે? શરમને લીધે હું તેમને કેમ

કહી શકું, કે દાયજા તરીકે હું આ ગરીબા-ઇને રાખું છું? અહા! આ અભિમાનને હું મારા હૃદયના ગુપ્ત ભાગમાં ભેટું છું.

હું ઘાસ ઉપર બેસું છું, અને આકાશ તરફ નિહાળું છું, અને તારા આગમનની અચાનક વિભૂતિનાં સ્વપ્ન જોઉં છું: બધા દીવા ઝબકતા હશે, અને સોનેરી વાવટા તારી ગાડી પર ફરકતા હશે, અને જ્યારે માર્ગની બાજુના માણસો જોશે, કે તું તારી બેઠકથી નીચે ઉતરે છે, મને ધૂળમાંથી ઉઠાડે છે, અને ગ્રીષ્મના વાયુમાં લતાની માફક શરમ અને અભિમાનથી કંપતી આ મલિન ભિખારણ છોકરીને પોતાને પડખે બેસાડે છે, ત્યારે તેઓ ચકિત થશે.

પણ વખત ચાલ્યો જાય છે, અને તારા રથનાં પૈડાંનો કશો અવાઝ હજી સંભળાતો નથી. ઘણાંએ સાજન કોલાહલ, અને બૂમો, અને ઝગઝગાટ સાથે પસાર થાય છે. શું તુંજ અશબ્દ અને એ સૌની પાછળ છાયામાં ઉભો રહીશ? અને શું હુંજ રાહ જોઇશ, અને રડીશ, અને વ્યર્થ આકાંક્ષામાં હૃદયને થકવી નાંખીશ?

## ૪૨

પ્રભાતમાં વહેલું એમ ધીમેથી બોલાયું હતું, કે આપણે એક હોડીમાં મુસાફરી કરશું, માત્ર તું અને હું, તથા કોઇ દેશ તરફ નહીં તેમ કોઇ હેતુ માટે નહીં, એવી આ આપણી યાત્રાની વાત દુનિયાંમાં કોઇ પણ માણુસ જાણુશે નહીં.

એ કિનારા વગરના સાગરમાં, તું ચૂપ રહીને સાંભળતાં સ્મિત કરતો હોઇશ તેથી, મોજાંઓ જેવાં સ્વતંત્ર, અને શબ્દોનાં તમામ બંધનોથી મુક્ત, મારાં ગીતો સ્વરોમાં ઉછળશે.

શું એ વખત હજી આવ્યો નથી? શું કર્મ કરવાનાં હજી બાકી છે? જો, કિનારા પર સાંઝ પડી ચૂકી છે, અને ઝાંખા થતા પ્રકાશમાં દરિયાનાં પંખીઓ પોતાના માળાઓ તરફ ઉડી આવે છે.

કોને ખબર છે, કે ક્યારે સાંકળ ઉપડશે, અને સૂર્યાસ્તના છેલ્લા ઝબકારાની માફક હોડી રાત્રિમાં અદૃશ્ય થશે?

## ૪૩

એક દિવસ એવો હતો, કે જ્યારે હું તારે માટે તૈયાર રહેતો નહોતો; અને સાધારણ સમૂહના એક માણસની માફક મારા હૃદયમાં અનામંત્રિત પ્રવેશ કરીને, ઓ મારા રાજા, મારી અજાણમાં તેં મારા જીવનની અનેક ચંચલ ક્ષણો ઉપર સનાતનતાની મુદ્રા મારી દીધી.

અને આજે જ્યારે અકસ્માતથી તે મને મળી આવે છે, અને હું તારી સહી જોઉં છું, ત્યારે મને માલુમ પડે છે, કે મારા ભૂલાયેલા ક્ષુલ્લક દિવસોના હર્ષો અને શોકોની સ્મૃતિ સાથે મિશ્ર થઇને તેઓ ધૂળમાં છિન્નભિન્ન પડી રહી છે.

ધૂળમાં મારી બાલિશ ક્રીડાની તેં અવગણના કરેલી નહીં, અને મારા રમતના ઓરડામાં મેં જે પગલાં સાંભળેલાં, તેજ એક તારાથી બીજા તારા સુધી પ્રતિધ્વનિત થાય છે.

## ૪૪

જ્યાં છાયા પ્રકાશને ન્હસાડે છે, અને જ્યાં ઉન્હાળા પછી વરસાદ આવે છે, ત્યાં માર્ગની બાજુમાં બેસીને આ પ્રમાણે રાહ જોવી, અને અવલોકન કરવું; એ મારો આનંદ છે.

અજાણ્યાં આકાશોમાંથી સમાચાર લઇને દૂતો આવે છે, મને સલામ કરે છે, અને ત્વરાથી માર્ગમાં ચાલ્યા જાય છે. મારૂં હૃદય અંદરથી પ્રસન્ન છે, અને ચાલતી હવાનો શ્વાસ મધુર છે.

પ્રભાતથી અંધારૂં થાય ત્યાં સુધી હું અહીં મારા દ્વાર આગળ બેસું છું, અને જાણું છું, કે અચાનક તે ધન્ય ક્ષણ આવશે, કે જ્યારે હું જોઇ શકીશ.

દરમિયાન હું સ્મિત કરૂં છું, અને એકલો એકલો ગાઉં છું. દરમિયાન આશાની સુવાસથી હવા ભરાતી જાય છે.

## ૪૫

તમે શું તેનાં નિઃશબ્દ પગલાં સાંભળ્યાં નથી?

તે આવે છે, આવે છે, હમેશાં આવે છે.

દરેક ક્ષણે અને દરેક યુગમાં, દરેક દિવસે અને દરેક રાત્રિએ તે આવે છે, આવે છે, હમેશાં આવે છે.

મનની અનેક સ્થિતિઓમાં મેં અનેક ગીત ગાયાં છે, પણ તેના બધા સ્વરોમાં નિરંતર એજ પુકાર થયેલ છે, કે "તે આવે છે, આવે છે, હમેશાં આવે છે."

પ્રકાશિત એપ્રિલના સુગંધી દિવસોમાં જંગલના માર્ગમાં થઇને તે આવે છે, આવે છે, હમેશાં આવે છે.

જૂલાઇની રાત્રિઓના વરસાદવાળા અંધકારમાં વાદળાંઓના ગર્જના કરતા રથ ઉપર તે આવે છે, આવે છે, હમેશાં આવે છે.

શોક પછી શોકમાં તેનાં પગલાં મારા હૃદય ઉપર પડે છે, અને તેનાં ચરણોનો સોનેરી સ્પર્શ મારા આનંદને પ્રકાશિત કરે છે.

૪૬

કેટલા લાંબા વખતથી તું મને મળવાને માટે હમેશાં વધારે પાસે આવતો જાય છે, એ હું જાણતો નથી. તારા સૂર્ય અને તારા તને મારાથી હમેશાંને માટે ગુપ્ત કદાપિ રાખી શકે નહીં.

ઘણીએ સ્હવારે અને સાંઝે તારાં પગલાં સંભળાયાં છે, અને તારો દૂત મારા હૃદયની અંદર આવ્યો છે, અને તેણે મને ગુપ્તમાં બોલાવેલ છે.

આજે શા માટે મારૂં સમગ્ર જીવન ચલાયમાન થયું છે, અને તરલ આનંદની લાગણી મારા હૃદયમાં થઇને પસાર થાય છે, એ હું જાણતો નથી.

એમ લાગે છે, કે જાણે મારૂં કામ સમેટી લેવાનો વખત આવ્યો હોય; અને હવામાં તારા મધુર સાન્નિધ્યની આછી સુવાસ મને લાગે છે.

૪૭

તેને માટે વ્યર્થ રાહ જોવામાં રાત્રિ લગભગ વીતી ગઇ છે. મને ધાસ્તી લાગે છે, કે જ્યારે હું થાકીને ઊંઘી ગયો હોઉં, ત્યારે સ્હવારમાં રખેને તે અચાનક મારે દ્વારે આવે. ઓ મિત્રો! તેને માટે માર્ગ ખુલ્લો રાખજો, તેને ના પાડશો નહીં.

જો તેનાં પગલાંના અવાજથી હું જાગું નહીં, તો મારી વિનંતી છે, કે મને જગાડવાને યત્ન કરશો નહીં. પક્ષીઓના કોલાહલવાળા ગીતથી, કે પ્રભાતના પ્રકાશના ઉત્સવમાં પવનના તોફાનથી મારી ઊંઘ ખંડિત થાય, એવી મારી ઇચ્છા નથી. મારો પ્રભુ અચાનક મારે દ્વારે આવે, તોપણ મને અવિચ્છિન્ન ઊંઘવા દેજો.

અહા! મારી ઊંઘ, કિંમતી ઊંઘ, કે જે ઉડી જવા સારૂ માત્ર તેના સ્પર્શની રાહ જુએ છે! અહા! મારી મીંચેલી આંખો, કે જે, જ્યારે નિદ્રાના અંધકારમાંથી નિકળતા સ્વપ્નની માફક તે મારી આગળ ઉભો રહેશે, ત્યારે તેના સ્મિતના પ્રકાશ તરફજ પોતાનાં પોપચાં ઉઘાડશે.

બધા પ્રકાશો અને બધાં રૂપોમાં પ્રથમ તરીકે તે મારી દૃષ્ટિ આગળ પ્રગટ થાઓ! મારા જાગ્રત્ આત્માને આનંદની પહેલી લહરી તેના દૃષ્ટિપાતમાંથી મળો! અને મને મારૂં ભાન આવે, કે તરત હું તેની પાસે પાછો જાઉં, એમ થાઓ!

## ૪૮

પ્રભાતની શાંતિના સાગર ઉપર પક્ષીઓનાં ગીતનાં મોજાં ઉછળતાં હતાં, અને રસ્તાની બાજુ પરનાં બધાં પુષ્પો પ્રસન્ન હતાં, અને વાદળાંઓની ફાટમાંથી સુવર્ણની સમૃદ્ધિ વેરાતી હતી; પણ અમે અમારે માર્ગે ચાલ્યાં જતાં હતાં, અને કશું ધ્યાન આપતાં નહોતાં.

અમે કોઇ આનંદી ગીત ગાયેલાં નહીં, કે રમેલાં નહીં; અમે સાટું કરવા સારૂ ગામડે ગયેલાં નહીં; અમે એક શબ્દ બોલેલાં નહીં, કે હસેલાં નહીં; અમે રસ્તામાં ખોટી થયેલાં નહીં. વખત જતો ગયો, તેમ તેમ ચાલવામાં અમે ઉતાવળ કરેલી.

સૂર્ય મધ્ય આકાશ સુધી ચઢ્યો, અને પારેવાં છાયામાં કલરવ કરવા લાગ્યાં. બપોરની ગરમ હવામાં કરમાયેલાં પાંદડાં નાચતાં અને ચક્ર

લેતાં હતાં. વડની છાયામાં ભરવાડ ઊંઘતો અને સ્વપ્ન જોતો હતો; અને હું પણ પાણી પાસે બેઠો, તથા મારા થાકેલા અવયવોને મેં ઘાસ ઉપર લાંબા કર્યા.

મારા સોબતીઓ તિરસ્કારથી મારી તરફ હસ્યા; તેમણે પોતાનાં મસ્તક ઊંચાં રાખ્યાં, અને તેઓ ત્વરાથી ચાલતા થયા; તેમણે બિલકુલ પાછળ જોયું નહીં, કે આરામ લીધો નહીં; દૂર આસ્માની આભાસમાં તેઓ અદૃશ્ય થયા. તેઓ ઘણાં બીડો અને ઘણી ટેકરીઓ વટાવી ગયા, અને અજાણ્યા દૂરના દેશોમાં થઇને પસાર થયા. છેડા વગરના માર્ગમાં પ્રવાસ કરનારી ઓ શૂરવીર સેના, તમને હું ધન્યવાદ આપું છું. પરિહાસ અને નિંદાથી મને ઉઠાડવાને યત્ન થયેલો, પણ મારા તરફથી કશો પ્રતિધ્વનિ મળેલો નહીં. એક પ્રસન્ન માનહાનિના ગહનમાં, એક ઝાંખા આનંદની છાયામાં હું ભૂલો પડ્યો, એમ મેં માની લીધું.

સૂર્યે જેમાં ભરત ભર્યું હતું, એવા લીલા અંધકારની શાંતિ ધીમે ધીમે મારા હૃદય ઉપર પથરાઇ ગઇ. મેં શા વાસ્તે પ્રવાસ કર્યો હતો, તે હું ભૂલી ગયો, અને બિલકુલ સામે થયા વગર છાયા અને ગીતોની ભૂલવણીમાં મેં મારા મનને નિમગ્ન થવા દીધું.

આખરે જ્યારે હું ઊંઘમાંથી જાગ્રત્ થયો, અને આંખો ઉઘડી, ત્યારે મેં જોયું, કે તારા સ્મિતથી મારી નિદ્રાને ભરી દેતો તું મારી પાસેજ ઉભો છે. કેટલી મને ધાસ્તી હતી, કે માર્ગ લાંબો અને કંટાળા ભરેલો નિવડશે, અને તારા સુધી પહોંચતાં કઠણ પ્રયાસ કરવા પડશે!

૪૯

તમે તમારા સિંહાસનથી નીચે ઉતર્યા, અને મારા ઘરના દ્વાર પાસે આવીને ઉભા રહ્યા.

હું કેવળ એકલો એક ખૂણામાં ગાતો હતો, અને એ સ્વર તમારે કાને પડ્યો. તમે નીચે ઉતર્યા, અને મારા ઘરના દ્વાર પાસે ઉભા રહ્યા.

તમારા દિવાનખાનામાં ઘણા ઉસ્તાદો છે, અને બધે કલાકે ત્યાં ગીતો ગવાયા કરે છે. પણ આ શીખાઉના સાદા ગાનથી તમારા સ્નેહ પર અસર થઇ. એક કરુણ ન્હાનો ધ્વનિ દુનિયાંના મહાન્ સંગીતની સાથે મિશ્ર થયો, અને ઇનામ સારૂ એક ફુલ લઇને તમે નીચે ઉતર્યા, અને મારા ઘરના દ્વાર પાસે ઉભા રહ્યા.

## ૫૦

હું ગામડાને માર્ગે દ્વારે દ્વારે ભિક્ષા માગવા ગયો હતો, ત્યાં એક ભવ્ય સ્વપ્ન સરખો તારો સોનેરી રથ દૂર દેખાયો; અને મને આશ્ચર્ય થયું, કે આ રાજાઓનો રાજા કોણ હશે!

મારી આશાઓ ઊંચી ચડી, અને મને લાગ્યું કે મારા બૂરા દિવસોનો અંત આવ્યો; અને માગ્યા વગર ભિક્ષા અપાવાની તથા ચોતરફ ધૂળમાં દ્રવ્ય વેરાવાની રાહ જોતો હું ઉભો રહ્યો.

જ્યાં હું ઉભો હતો, ત્યાં રથ અટક્યો. તારી દૃષ્ટિ મારા પર પડી, અને તું સ્મિત કરતો નીચે આવ્યો. મને લાગ્યું, કે મારા જીવનનું સુભાગ્ય આખરે આવી પહોંચ્યું છે. પછી અચાનક તેં તારો જમણો હાથ લાંબો કર્યો, અને કહ્યું, કે "તારે મને શું આપવાનું છે?"

અહા! એક ભિખારી પાસે માગવા સારૂ રાજા હાથ લાંબો કરે, એ કેવી મશ્કરી! હું ગભરાઇ જઇને અનિશ્ચિત ઉભો રહ્યો, અને પછી મારી ઝોળીમાંથી મેં ધીમે ધીમે એક ન્હાનામાં ન્હાનો અનાજનો કણ કાઢ્યો, અને તે તને આપ્યો.

પણ દિવસને અંતે ભોંયતળિયા ઉપર જ્યારે મેં મારી ઝોળી ખાલી કરી, ત્યારે એ નિર્માલ્ય ઢગલામાં એક અતિશય ન્હાની સોનાની કણી જોઇને મને કેટલું બધું આશ્ચર્ય લાગ્યું! હું અતિશય રડ્યો, અને ઇચ્છવા લાગ્યો, કે તને મારૂં સર્વસ્વ આપવા જેટલી જો મારામાં છાતી હોત, તો કેવું સારૂં!

## ૫૧

રાત્રિ અંધારી થઇ ગઇ. અમારાં દિવસનાં કર્તવ્યો પૂરાં થયાં હતાં. અમને લાગેલું, કે રાત્રિએ આવનાર છેલ્લો મેહમાન આવી ગયેલ છે, અને ગામમાં બધાં દ્વારો બંધ થયેલાં. માત્ર કેટલાએકે કહ્યું, કે રાજા આવનાર હતા. અમે હસ્યા અને બોલ્યા, "નહીં, એ સંભવિત નથી."

એમ લાગ્યું, કે જાણે બારણે કોઇ ઠોકે છે; અને અમે કહ્યું, કે એ પવન વગર બીજું કશું નથી. અમે દીવા ઠારી નાંખ્યા, અને સૂવાની તૈયારી કરી. માત્ર કેટલાએકે કહ્યું, કે "એ રાજાનો દૂત છે!" અમે હસ્યા અને બોલ્યા, કે "નહીં, એ પવન હોવો જોઇએ!"

રાત્રિની મધ્યમાં એક અવાઝ આવ્યો. અમે ઊંઘમાં ધાર્યું, કે એ દૂરની ગર્જના હશે. પૃથ્વી ધ્રુજી, દિવાલો કંપી, અને અમારી ઊંઘમાં વિક્ષેપ થયો. માત્ર કેટલાએકે કહ્યું, કે એ પૈડાંનો અવાઝ છે. અમે ઊંઘથી ઢળી જતાં બડબડ્યા કે "નહીં એ વાદળાંનો ગડગડાટ હોવો જોઇએ!"

રાત્રિ હજી અંધારી હતી, ત્યાં નગારૂં વાગ્યું. અવાઝ આવ્યો, કે "જાગ્રત્ થાઓ! વિલંબ ન કરો!" અમે અમારા હાથ અમારાં હૃદયો પર દાબ્યા, અને ધાસ્તીથી ધ્રુજવા લાગ્યા. કેટલાએકે કહ્યું, કે "જુઓ! પેલો રાજાનો વાવટો છે!" અમે ઉભા થઇ ગયા, અને પુકારી ઉઠ્યા, કે "વિલંબ માટે બિલકુલ વખત નથી!"

રાજા આવેલ છે, પણ દીવા ક્યાં છે, હાર ક્યાં છે? તેને બેસાડવા માટે સિંહાસન ક્યાં છે? અરે શરમ! અરે છેકજ શરમ! દિવાનખાનું ક્યાં છે, શોભા ક્યાં છે? કોઇકે કહ્યું છે, કે "આ પુકાર વ્યર્થ છે! ખાલી હાથથી તેનો સત્કાર કર, તારા બિલકુલ સાદા ઓરડાઓમાં તેને દોરી જા!"

બારણાં ઉઘાડો, શંખો વગાડો! રાત્રિના ગહનમાં આપણા અંધારા ખંડેર જેવા ઘરનો રાજા

આવેલ છે. આકાશમાં મેઘ ગર્જના કરે છે. અંધકાર વીજળીથી થરથરે છે. તારી ફાટીતૂટી સાદડી બહાર લાવ, અને આંગણામાં પાથર. તોફાનની સાથે અચાનક ભયંકર રાત્રિનો આપણો રાજા આવેલ છે.

## પર

મેં ધારેલું, કે તારા કંઠમાં જે ગુલાબનો હાર હતો, તે હું તારી પાસેથી માગી લઇશ, પણ મારી હિંમત ચાલી નહીં. આ પ્રમાણે હું સ્હવારને માટે રાહ જોવા લાગી, કે જ્યારે તું વિદાય થાય, ત્યારે બિછાના પરથી થોડી પાંખડી મળી આવે. અને એક ભિખારીની માફક હું પ્રભાતમાં શોધ કરવા લાગી, કે કદાચ એક કે બે પાંખડીજ મળી જાય.

અરેરે ! આ મને શું મળે છે ? તારા સ્નેહની કઇ નિશાની રહી છે ? નથી કોઇ ફુલ, કે નથી તેજાના, કે નથી કોઇ સુગંધી પાણીનો કુંજો. એ તારી મોટી તરવાર છે, જ્વાલાના જેવી ચકચકિત અને વજ્રના જેવી વજનદાર. સ્હવારનો તરુણ પ્રકાશ બારીમાં થઇને આવે છે, અને તારા બિછાના પર વિસ્તરે છે. પ્રભાતનું પક્ષી કિલકિલાટ કરે છે, અને પૂછે છે, કે "બાઇ,

તને શું મળ્યું ?” નહીં, એ કોઇ ફુલ નથી, કે તેજાના નથી, કે સુગંધી પાણીનો ફૂવ્વો નથી. એ તારી ભયંકર તરવાર છે.

હું બેસું છું, અને આશ્ચર્યથી વિચારૂં છું, કે તારી આ બક્ષેશ તે શી છે. મને કોઇ એવી જગ્યા મળતી નથી, કે જ્યાં હું તેને સંતાડું. હું એવી નિર્બલ છું, કે તેને લટકાવતાં શરમાઉં છું; અને જ્યારે હું તેને મારી છાતી સરસી દાબું છું, ત્યારે મને કષ્ટ થાય છે. છતાં વેદનાના ભારના આ માનને, આ તારી બક્ષેશને હું મારા હૃદયમાં સાચવી રાખીશ.

અત્યાર પછી આ દુનિયાંમાં મારે માટે કશી બીક રહેશે નહીં, અને મારા તમામ વિરોધમાં તું વિજયી થઇશ. તેં મૃત્યુને મારા સોબતી તરીકે રાખેલ છે, અને હું તેને મારા જીવન વડે તાજ પહેરાવીશ. મારાં બંધનો કાપી નાંખવાને તારી તરવાર મારી સાથે છે, અને દુનિયાંમાં મારે માટે કશી બીક રહેશે નહીં.

અત્યારથી હું તમામ ક્ષુદ્ર શૃંગારોનો ત્યાગ કરૂં છું, મારા હૃદયના સ્વામી! હવે પછી હું કદાપિ ખૂણાઓમાં બેસીને રાહ જોઇશ નહીં,

કે રડીશ નહીં; તેમ વર્તનમાં લાજ કે સૌમ્યતા બતાવીશ નહીં. તેં તારી તરવાર મને આભૂષણ માટે આપી છે. તો હવે ઢીંગલીનાં ઘરેણાં મારે ન જોઇએ !

## ૫૩

તારાઓથી વિભૂષિત અને અસંખ્ય રંગનાં જવાહિરો જેમાં કુશળતાથી જડેલાં છે, એવી તારી પોંચી સુંદર છે. પણ મને તારી તરવાર એ કરતાં પણ વધારે સુંદર લાગે છે, કારણકે તેનો વીજળીના સરખો વાંક, સૂર્યાસ્તના સરોષ રક્ત પ્રકાશમાં વિષ્ણુના દૈવી પક્ષીની વિસ્તરેલી પાંખો બરાબર સમતોલ રહે, તેના જેવો દેખાય છે.

મૃત્યુના છેલ્લા ઝટકાની વેળાએ દુઃખની વેદનામાં જીવનનો એક છેલ્લો પ્રતિધ્વનિ મળે છે, તેની માફક તે કંપે છે; અને એક વિકરાલ જ્વાલામાં પાર્થિવ ઇન્દ્રિયને બાળી મૂકતા અસ્તિત્વના શુદ્ધ અગ્નિની માફક તે ચળકે છે.

તારાઓ જેવાં રત્નોથી વિભૂષિત તારી પોંચી સુંદર છે; પણ ઓ ગર્જનાના સ્વામી ! તારી તરવાર નિરતિશય સૌંદર્યથી ઘડાયેલી છે, કે જેને જોવી કે જેનો વિચાર કરવો, એ પણ ભયંકર છે.

## ૫૪

મેં તારી પાસેથી કશું માગ્યું નહીં; તારા કાનમાં મારૂં નામ સુદ્ધાં મેં ઉચ્ચાર્યું નહીં. જ્યારે તેં રજા લીધી, ત્યારે હું ચૂપ રહી. જ્યાં ઝાડની છાયા આડી પડી હતી, ત્યાં કુવા પાસે હું એકલી હતી; અને બીજી બધી સ્ત્રીઓ પોતાના ભૂરા માટીના ઘડા કાંઠા સુધી ભરીને ઘેર ગઇ હતી. તેમણે મને બોલાવી હતી, અને પુકારીને કહ્યું હતું, કે "અમારી સાથે આવ, સ્હવાર મટીને બપોર થવા આવ્યો છે." પણ હું અસ્પષ્ટ વિચારોમાં ડુબેલી હોઇને શિથિલતાથી થોડી વાર ખોટી થઇ રહી.

તું આવ્યો, ત્યારે તારાં પગલાં મેં સાંભળેલાં નહીં. તારી આંખો જ્યારે મારા પર પડી ત્યારે દિલગીર હતી; તારો અવાઝ ત્યારે થાકેલો હતો, કે જ્યારે તું ધીમેથી બોલેલો, કે "અરે! હું એક તરસ્યો મુસાફર છું." હું મારા ખયાલોમાંથી સાવધાન થઇ, અને મારા ઘડામાંથી તારા ખોબામાં મેં પાણી રેડ્યું. ઉપર પાંદડાંઓ હલતાં હતાં, અદૃશ્ય અંધકારમાંથી કોયલ ગાતી હતી; અને રસ્તાના વાંકમાંથી બાવળનાં ફુલોની સુવાસ આવતી હતી.

જ્યારે તેં મારૂં નામ પૂછ્યું, ત્યારે શરમથી સ્તબ્ધ થઇને હું ઉભી રહેલી. ખરે! મેં તારે માટે એવું શું કર્યું હતું, કે જેથી મને યાદ રાખવી ઘટે? પણ તારી તરસ છિપાવવાને હું તને પાણી આપી શકી, એ સ્મૃતિ મારા હૃદયને વળગી રહેશે, અને તેને માધુર્યમાં વિંટાળશે. દિવસ ઘણો ચડી ગયો છે, પક્ષી થાકેલે સ્વરે ગાય છે, માથા ઉપર લીંબડાનાં પાંદડાં હલે છે, અને હું બેસીને વિચાર કર્યા કરૂં છું.

## ૫૫

તમારા હૃદય ઉપર શિથિલતા છે, અને હજી તમારી આંખો ઉપર ઊંઘ છે.

શું તમને એ સંદેશો હજી મળ્યો નથી, કે કાંટાઓની અંદર ફુલ ઠાઠથી ખીલે છે? જાગો, અરે જાગો! વખતને વ્યર્થ વીતવા ન દ્યો!

પત્થરવાળા માર્ગને છેડે, પરમ એકાંતના દેશમાં મારો મિત્ર છેક એકલો બેઠો છે. તેને છેતરશો નહીં. જાગો, અરે જાગો!

આકાશ હાંફે છે, અને બપોરના સૂર્યના તાપથી કંપે છે, તેથી શું? બળતી રેતી પોતાનો તરસનો ઝભ્ભો પાથરે છે, તેથી શું?

તમારા હૃદયના ગહનમાં શું કશો આનંદ નથી? તમારે દરેક પગલે શું માર્ગરૂપી વીણામાંથી દુઃખનું મધુર સંગીત નહીં નિકળે?

૫૬

આ પ્રમાણે છે, એટલે મારી અંદરનો તારો આનંદ આવો પૂર્ણ છે. આ પ્રમાણે છે, એટલે તું મારી પાસે નીચે આવ્યો છે. ઓ સર્વ સ્વર્ગોના સ્વામી! જો હું ન હોત, તો તારો સ્નેહ ક્યાં હોત?

તેં આ બધી સંપત્તિના ભાગીદાર તરીકે મને સ્વીકાર્યો છે. તારા ઉલ્લાસનો અનંત વિલાસ મારા હૃદયમાં ચાલી રહ્યો છે. મારા જીવનમાં તારી ઇચ્છા હમેશાં રૂપ ધારણ કરે છે.

અને આટલા માટે, તું કે જે રાજાઓનો રાજા છે, તેણે મારા હૃદયને હરી લેવા સારૂ પોતાને સૌંદર્યથી વિભૂષિત કરેલ છે. અને આટલા માટે તારો સ્નેહ તારા સ્નેહીના સ્નેહમાં વિલીન થાય છે; તથા ત્યાં તું ઉભયના સંપૂર્ણ યોગમાં દશ્ય બને છે.

## ૫૭

પ્રકાશ, મારા પ્રકાશ, દુનિયાંને ભરી દેતા પ્રકાશ, આંખને ચુંબન કરતા પ્રકાશ, હૃદયને મધુર કરતા પ્રકાશ!

અહા! મારો પ્રિયતમ પ્રકાશ મારા જીવનના મધ્ય બિંદુમાં નૃત્ય કરે છે; મારો પ્રિયતમ પ્રકાશ મારા સ્નેહના તારને છેડે છે; આકાશ ખુલ્લું થાય છે; પવન ખૂબ ફૂંકે છે; પૃથ્વી પર હાસ્ય વિસ્તરે છે.

પ્રકાશના દરિયા પર પતંગિયાં પોતાના સઢ ફેલાવે છે. પોયણાં અને ચમેલીનાં ફુલ પ્રકાશનાં મોજાંઓના શિખર પર તરી આવે છે.

મારો પ્રિયતમ પ્રકાશ દરેક વાદળા પર પડીને સુવર્ણ બની જાય છે, અને પુષ્કળ રત્નો વેરે છે.

મારો પ્રિયતમ હાસ પાંદડે પાંદડે વિસ્તરે છે, અને આનંદનો પાર નથી. સ્વર્ગની નદીએ પોતાના કાંઠા ડુબાવી દીધા છે, અને ઉલ્લાસનું પૂર બહાર આવ્યું છે.

## ૫૮

મારા છેલ્લા ગીતમાં આનંદના બધા સ્વરો મિશ્ર થાઓ: જે આનંદ પૃથ્વીને ઘાસના બાહુલ્યમાં ન્હવરાવે છે તે, જે આનંદ જીવન અને મૃત્યુ એ જોડકા ભાઇઓને આખી દુનિયાં ઉપર નચાવે છે તે, જે આનંદ તોફાનની સાથે ફરીને તમામ જીવનને હાસ્યથી ધ્રુજાવે છે તથા જગાડે છે તે, જે આનંદ દુઃખના ઉઘડેલા રક્તકમળ ઉપર પોતાનાં અશ્રુ સાથે શાંત બેસે છે તે, અને જે આનંદ પોતાની પાસે જે કંઇ છે તે ધૂળ ઉપર ફેંકી દે છે, અને એક શબ્દ પણ જાણતો નથી તે.

## ૫૯

હા, હું જાણું છું, ઓ મારા હૃદયના પ્રિયતમ! કે આ તારા સ્નેહ સિવાય બીજું કશું નથી; આ સોનેરી પ્રકાશ, કે જે પાંદડાંઓ ઉપર નાચે છે; આ કામ વગરનાં વાદળાં, કે જે આકાશમાં તરે છે; આ ચાલતો પવન, કે જે મારા કપાળ ઉપર પોતાની થંડક મૂકે છે.

સ્હવારના પ્રકાશે મારી આંખોને ભરી દીધી છે; આ મારા હૃદયને તારો સંદેશો છે. તારૂં

વદન ઉપરથી વળેલું છે, તારી આંખો મારી આંખો ઉપર નઝર કરે છે, અને મારા હૃદયે તારાં ચરણોનો સ્પર્શ કર્યો છે.

૬૦

અનંત ભુવનોના દરિયા કિનારા ઉપર બાલકો મળે છે. ઉપર નિસ્સીમ આકાશ નિશ્ચલ છે, અને ચંચલ પાણી કોલાહલ કરે છે. અનંત ભુવનોના દરિયા કિનારા ઉપર બાલકો બૂમો પાડતાં અને નૃત્યો કરતાં મળે છે.

તેઓ રેતીથી પોતાનાં મકાન બાંધે છે, અને ખાલી શંખલાંઓથી રમે છે. કરમાઇ ગયેલાં પાંદડાંઓની તેઓ હોડીઓ બનાવે છે, અને હસતાં હસતાં વિશાલ સાગર ઉપર તેમને તરતી મૂકે છે. ભુવનોના દરિયા કિનારા ઉપર બાલકોને તેમની રમત છે.

તરવું કેમ, એ તેઓ જાણતાં નથી; જાળ કેમ નાંખવી, તેની તેમને ખબર નથી. મોતી કાઢનારાઓ મોતીઓ માટે ડુબકી મારે છે, વેપારીઓ પોતાનાં વહાણોમાં સફર કરે છે, પણ બાલકો પાંચીકા એકઠા કરે છે, અને ફરી તેમને વેરી દે છે. તેઓ ગુપ્ત ખજાના માટે શોધ કરતાં નથી; જાળ કેમ નાંખવી, તેની તેમને ખબર નથી.

સમુદ્ર હાસ્યથી ઉભરાય છે, અને તીર ઉપરનું સ્મિત આછું આછું ચળકે છે. જેમ કોઇ માતા પોતાના બાલકના પારણાની દોરી ખેંચતાં ગાય, તેમ મૃત્યુ નિપજાવતાં મોજાંઓ બાલકોની પાસે અર્થહીન ગીતો ગાય છે. સમુદ્ર બાલકોની સાથે ક્રીડા કરે છે, અને તીર ઉપરનું સ્મિત આછું આછું ચળકે છે.

અનંત ભુવનોના દરિયા કિનારા ઉપર બાલકો મળે છે. માર્ગ રહિત આકાશમાં તોફાન ઘૂમે છે, ચીલા વગરનાં પાણીમાં વહાણો ભાંગી જાય છે, મૃત્યુ પોતાનો શિકાર કરે છે, અને બાલકો રમે છે. અનંત ભુવનોના દરિયા કિનારા ઉપર બાલકોનો મોટો મેળો છે.

## ૬૧

ન્હાના બાલકની આંખો ઉપર જે ઊંઘ તરવરે છે, તે ક્યાંથી આવે છે, તેની કોઇને ખબર છે ? હા, એવી વાત ચાલે છે, કે પરીઓના ગામમાં જંગલની છાયાઓની વચ્ચે આગિયાઓની ઝાંખી રોશનીમાં જાદુની બે કોમલ કળીઓ લટકે છે, ત્યાં તે વસે છે. ત્યાંથી તે ન્હાના બાલકની આંખો ચૂમવા સારૂ આવે છે.

ન્હાનું બાલક જ્યારે ઊંઘી જાય છે, ત્યારે તેના ઓષ્ઠ ઉપર જે સ્મિત વિલસે છે, તે ક્યાં જન્મ્યું હતું, તે કોઇ જાણે છે? હા, એવી વાત ચાલે છે, કે એક બીજના ચંદ્રમાના એક તરુણ ઝાંખા કિરણે પાનખર ઋતુના એક અદૃશ્ય થતા વાદળાની કોરનો સ્પર્શ કરેલો, અને ત્યાં એક ઝાકળથી ન્હાયેલી સ્હવારના સ્વપ્નમાં એ સ્મિતનો પ્રથમ જન્મ થયેલો: ન્હાનું બાલક જ્યારે ઊંઘી જાય છે, ત્યારે તેના ઓષ્ઠ ઉપર જે સ્મિત વિલસે છે, તે એજ.

ન્હાના બાલકના અવયવો ઉપર જે મધુર, સુકોમલ નવરંગ ખીલે છે, તે એટલા વખત સુધી ક્યાં છુપાયો હતો, તે કોઇ જાણે છે? હા, જ્યારે માતા તરુણ કુમારિકા હતી, ત્યારે તે તેના હૃદયમાં વ્યાપીને કોમલ અને નિઃશબ્દ સ્નેહમાં છુપાયો હતો. એજ મધુર, સુકોમલ નવરંગ હાલ ન્હાના બાલકના અવયવો ઉપર ખીલી રહ્યો છે.

૬૨

બચ્ચા, જ્યારે હું તારી પાસે રંગીન રમકડાં લાવું છું, ત્યારે હું સમજું છું, કે વાદળાંઓ અને પાણી ઉપર એવા વિવિધ રંગ શા માટે

થાય છે; જ્યારે હું તને રંગીન રમકડાં આપું છું, ત્યારે મને સમજાય છે, કે શા માટે ફુલો રંગબેરંગી હોય છે.

જ્યારે તને નચાવવાને હું ગાઉં છું, ત્યારેજ હું ખરી રીતે સમજું છું, કે પાંદડાંઓમાં સંગીત શા માટે છે; જ્યારે તને નચાવવાને હું ગાઉં છું, ત્યારે મને સમજાય છે, કે મોજાંઓ પોતાના ધ્વનિઓનો સમૂહ સાંભળતી પૃથ્વીના હૃદય તરફ શા માટે મોકલે છે.

જ્યારે તારા હાથમાં આપવાને હું મધુર વસ્તુઓ લાવું છું, ત્યારે હું સમજું છું, કે ફુલના પ્યાલામાં મધ શા માટે છે; જ્યારે તારા આતુર હાથમાં આપવાને મધુર વસ્તુઓ હું લાવું છું, ત્યારે મને સમજાય છે, કે ફળો શા માટે ગુપ્ત રીતે મધુર રસથી ભરાય છે.

પ્રિયતમ! જ્યારે તને હસાવવાને હું તારા વદનને ચુંબન કરૂં છું, ત્યારે હું ખરેખર સમજું છું, કે આકાશમાંથી પ્રભાતના પ્રકાશમાં જે આનંદ પ્રસરે છે, તે શો છે; જ્યારે તને હસાવવાને હું તારા વદનને ચુંબન કરૂં છું, ત્યારે મને સમજાય છે, કે ઉન્હાળાનો પવન મારા શરીરને જે ઉલ્લાસ આપે છે, તે શો છે.

## ૬૩

જે મિત્રોને હું ઓળખતો નહોતો, તેમને તેં મને ઓળખાવ્યો છે. જે ઘર મારાં નથી, તેમાં તેં મને આસનો અપાવ્યાં છે. તેં દૂરને પાસે આણ્યું છે, અને અજાણ્યાને બંધુ બનાવ્યો છે.

જ્યારે મને મારો પરિચિત આશ્રય છોડવો પડે છે, ત્યારે મને દિલમાં બેચેની થાય છે; હું ભૂલી જાઉં છું, કે નવામાં જૂનું વસે છે, અને ત્યાં પણ તું વસે છે.

જન્મ અને મૃત્યુ દ્વારા, આ લોકમાં અથવા ઇતર લોકોમાં, જ્યાં જ્યાં તું મને દોરે છે, ત્યાં ત્યાં તુંજ, એનો એ, મારા અનંત જીવનનો એક સોબતી અપરિચિતની સાથે આનંદનાં બંધનોથી મારા હૃદયને હમેશાં જોડે છે.

જ્યારે માણસ તને જાણે છે, ત્યારે પારકો કોઇજ રહેતો નથી, ત્યારે કોઇ પણ દ્વાર બંધ રહેતું નથી. અરે! મારી આ પ્રાર્થનાનો સ્વીકાર કર, કે અનંતની ક્રીડામાં એકના સ્પર્શનું સુખ હું કદાપિ ખોઇ બેસું નહીં.

## ૬૪

નિર્જન નદીના ઢોળાવ ઉપર ઊંચાં ઘાસમાં મેં તેને પૂછ્યું, "બાલે, તમારી ઓઢણીથી દીવાને છાયામાં રાખીને તમે ક્યાં જાઓ છો? મારૂં ઘર છેક અંધારૂં અને માણુસ વગરનું છે,– તમારો પ્રકાશ મને વાપરવા આપશો?" તેણે પોતાની કાળી આંખો ક્ષણભર ઊંચી કરી, અને અંધારામાં થઇને મારા વદન તરફ જોયું. તે બોલી, "પશ્ચિમમાં સૂર્યનો પ્રકાશ શમી જાય, ત્યારે પ્રવાહ ઉપર મારો દીવો તરાવવા સારૂ હું નદીએ આવી છું." ઊંચાં ઘાસમાં હું એકલો ઉભો રહ્યો, અને તેના દીવાની થરથરતી શિખાને મોજાંમાં વ્યર્થ ચાલી જતી જોઇ રહ્યો.

ઘેરાતી રાત્રિની શાંતિમાં મેં તેને પૂછ્યું, "બાલે, તમારા બધા દીવા પ્રગટી ગયા છે, ત્યારે તમારો દીવો લઇને તમે ક્યાં જાઓ છો? મારૂં ઘર છેક અંધારૂં અને માણુસ વગરનું છે,–તમારો પ્રકાશ મને વાપરવા આપશો?" તેણે મારા વદન ઉપર પોતાની કાળી આંખો ઊંચી કરી, અને એક ક્ષણુ તે શંકાશીલ ઉભી રહી. આખરે તેણે કહ્યું, "હું આકાશને મારો દીવો અર્પણ કરવા આવી છું." હું ઉભો રહ્યો, અને તેના દીવાને શૂન્યમાં નિરર્થક બળતો જોઇ રહ્યો.

મધ્ય રાત્રિના ચંદ્રહીન અંધકારમાં મેં તેને પૂછયું, "બાલે, દીવાને હૃદયની પાસે રાખીને તમે શું શોધો છો? મારૂં ઘર છેક અંધારૂં અને માણસ વગરનું છે,—તમારો પ્રકાશ મને વાપરવા આપશો?" તે ક્ષણભર અટકી, વિચારમાં પડી, અને તેણે અંધકારમાં મારા વદનની સામે જોયું. તે બોલી, "હું મારો દીવો દીપોત્સવમાં શામિલ કરવા સારૂ લાવી છું." હું ઉભો રહ્યો, અને તેના ન્હાના દીવાને પ્રકાશોની અંદર વ્યર્થ ખોવાતો જોઇ રહ્યો.

૬૫

મારા ઈશ્વર! મારા જીવનના આ ઉભરાતા પ્યાલામાંથી કયું દૈવી પીણું પીવાની તારી ઇચ્છા છે?

મારા કવિ! મારી આંખો દ્વારા તારી સૃષ્ટિને જોવી, અને મારા કાનને દરવાજે ઉભા રહીને શાંતિથી તારૂં પોતાનું સનાતન સંગીત સાંભળવું, એમાં શું તને આનંદ છે?

તારી દુનિયાં મારા મનમાં શબ્દો વણે છે, અને તારો ઉલ્લાસ તેમાં સંગીત ઉમેરે છે. તું સ્નેહમાં પોતાને મને અર્પણ કરે છે, અને પછી તારી પોતાની સંપૂર્ણ મધુરતા મારામાં અનુભવે છે.

## ૬૬

મારા ઈશ્વર! જે હમેશાં મારા જીવનના ગહનમાં કિરણો અને આભાસોના સંધ્યાપ્રકાશમાં રહેલ છે, જેણે સ્હવારના પ્રકાશમાં કદાપિ પોતાના બુરખા ઉઘાડ્યા નથી, તે મારા છેવટના ગીતમાં વીંટાઇને તને મારી છેલ્લી બક્ષેશ તરીકે અપાશે.

શબ્દોએ તેનો સ્નેહ મેળવવાને યત્ન કરેલ છે, પણ તે નિષ્ફલ થયેલ છે; વાકચાતુર્યે પોતાના ઉત્સુક હાથ તેના તરફ લંબાવ્યા છે, પણ વ્યર્થ.

મારા હૃદયના અંતરમાં તેને રાખીને હું એક દેશથી બીજે દેશ ભમ્યો છું, અને તેની આસપાસ મારા જીવનના વિકાસ અને ક્ષય ચડેલ તથા પડેલ છે.

મારા વિચારો અને મારાં કર્મો ઉપર, મારી નિદ્રાઓ અને મારાં સ્વપ્નો ઉપર તેનું રાજ્ય હોવા છતાં તે એકલી અને જુદી રહેલ છે.

ઘણા માણસોએ મારૂં દ્વાર ઠોકીને તેને મળવાની ઇચ્છા બતાવી છે, પણ તેમને નિરાશામાં પાછા જવું પડ્યું છે.

દુનિયાંમાં કોઇએ કદાપિ તેનું વદન જોયેલ નથી, અને તું તેને ઓળખીશ, તેની રાહ જોતી તે એકાંતમાં બેસી રહેલ છે.

## ૬૭

તું આકાશ છે, અને તું માળો પણ છે.

ઓ સુંદર, માળામાં જે રંગો, અને ધ્વનિઓ, અને પરિમલોથી આત્માને આવેષ્ટિત કરે છે, તે તારો સ્નેહ છે.

બોલ્યા વગર પૃથ્વીને તાજથી શણગારવા સારૂ પોતાના જમણા હાથમાં સૌંદર્યની માલા લઇને સોનેરી છાબડી સાથે સ્હવાર આવે છે.

અને પશુઓથી ત્યજાએલાં એકાંત બીડો ઉપર થઇને, ચીલા વગરને માર્ગે, પશ્ચિમના આરામના સાગરમાંથી પોતાના સોનેરી ઘડામાં શીતલ શાંતિજલ ભરીને સાંઝ આવે છે.

પણ જ્યાં આત્માને ઉડવાને અનંત આકાશ વિસ્તરે છે, ત્યાં નિર્મલ ધવલ તેજનું શાસન છે. ત્યાં નથી દિવસ કે નથી રાત, નથી રૂપ કે નથી રંગ, અને શબ્દ તો બિલકુલ નથી.

## ૬૮

તારૂં સૂર્યકિરણુ બાહુ વિસ્તૃત કરીને આ મારી પૃથ્વી પર આવે છે, અને આખો દિવસ મારા દ્વાર પાસે ઉભું રહે છે, કે જેથી કરીને મારાં આંસુઓ, અને નિઃશ્વાસો, અને ગીતોનાં બનેલાં વાદળાંઓને તે તારાં ચરણો પાસે પાછાં લઇ જઇ શકે.

ઉત્સાહી આનંદથી તારાઓવાળી તારી છાતીની આસપાસ તું ધૂમસવાળાં વાદળાંનો ઝભ્ભો વીંટાળે છે, તેને અસંખ્ય આકારોમાં અને ઘડીઓમાં વાળે છે, અને અવનવા રંગોથી તેને રંગ્યા કરે છે.

ઓ નિષ્કલંક અને શાંત! એ ઝભ્ભો એટલો હળવો, અને એવો તરલ, કોમલ, અશ્રુમય, અને ઝાંખો છે, કે તેટલા માટે તું તેને ચાહે છે. અને તેટલા માટે તારા ભવ્ય ધવલ પ્રકાશને એ પોતાની કરુણ છાયાઓથી આચ્છાદી શકે.

## ૬૯

જીવનનો જે પ્રવાહ મારી નાડીઓમાં રાત અને દિવસ વહે છે, તેજ આખી દુનિયાંમાં વહે છે, અને તાલનાં માપમાં નૃત્ય કરે છે.

એજ જીવન પૃથ્વીની ધૂળમાં થઇને ઘાસનાં અસંખ્ય કૂંપળોમાં આનંદથી ઉગી નિકળે છે, અને પાંદડાં તથા ફુલોનાં તોફાની મોજાંઓમાં પ્રગટ થાય છે.

એજ જીવન જન્મના અને મૃત્યુના સાગર-પારણામાં, ઓટમાં અને ભરતીમાં, હીંચોળાય છે.

મને લાગે છે, કે જીવનના આ વિશ્વના સ્પર્શથી મારા અવયવો દીપ્તિમાન બને છે. અને યુગોનો જીવન-થડકો આ ક્ષણે મારા લોહીમાં નાચી રહ્યો છે, તેથી મને અભિમાન થાય છે.

૭૦

આ લયના ઉલ્લાસથી ઉલ્લસિત થવું, એ શું તારે માટે અશક્ય છે? અને અફળાવું, તથા ખોવાઇ જવું, અને આ ભયંકર આનંદના ચક્રમાં ભાંગી જવું, એ?

બધી વસ્તુઓ આગળ ધસે છે, તેઓ અટકતી નથી, તેઓ પાછળ જોતી નથી, કોઇ પણ શક્તિ તેમને અટકાવી શકે તેમ નથી, તેઓ આગળ ધસે છે.

એ અવિરત ત્વરિત સંગીતની સાથે પગલાં પાડતી ઋતુઓ નાચતી આવે છે, અને જાય છે; રંગો, સ્વરો અને પરિમલો તે ઉછળતા આનંદની અંદર અનંત ધોધમાં રેડાયા કરે છે, કે જે આનંદ દરેક ક્ષણે વેરે છે, અને આપી દે છે, અને મરણ પામે છે.

## ૭૧

તારી માયા એવી છે, કે મારે મારા પોતાનું બહુમાન કરવું જોઇએ, અને તેને બધી તરફ ફેરવીને તારા તેજ ઉપર રંગીન છાયાઓ નાંખવી જોઇએ.

તું તારી પોતાની સત્તામાં એક આડચ નાંખે છે, અને પછી તારા વિયુક્ત અંશને લાખો સ્વરોમાં બોલાવે છે. આ તારા આત્મવિયોગે મારી અંદર શરીર ધારણ કર્યું છે.

એ આર્ત્ત ગીત બહુરંગી આંસુઓ અને હાસ્યોમાં, ભીતિઓ અને આશાઓમાં, આખા આકાશની અંદર પ્રતિધ્વનિત થાય છે; મોજાંઓ ઊંચાં ચડે છે, અને પાછાં પડે છે; સ્વપ્નો વિલીન થાય છે, અને રચાય છે. મારી અંદર તારા પોતાની હાર છે.

આ પડદો, કે જે તેં ઉભો કર્યો છે, તે ઉપર રાતની અને દિવસની પીંછીથી અસંખ્ય આકૃતિઓ રંગાય છે. તેની પાછળ તારી બેઠક ચમત્કારિક અને ગૂઢ વક્રરેખાઓમાં વણાય છે, કે જેની અંદર નિષ્ફળ સીધી લીટીઓનો બિલકુલ ઉપયોગ થતો નથી.

તારો અને મારો મોટો તમાશો આકાશમાં છવાઇ રહ્યો છે. તારા અને મારા સ્વરથી તમામ હવા કંપી રહી છે, તથા તારા અને મારા સંતાવા અને શોધવાની સાથે બધા યુગો ચાલ્યા જાય છે.

૭૨

અંતઃસ્થિત રહેલો એજ તે છે, કે જે પોતાનાં ઊંડા ગુપ્ત સ્પર્શોથી મારા પ્રાણને જગાડે છે.

એજ તે છે, કે જે આંખો ઉપર પોતાનું જાદુ મૂકે છે, અને આનંદથી મારા હૃદયના તાર ઉપર બજાવીને સુખદુઃખના વિવિધ સ્વરો કાઢે છે.

એજ તે છે, કે જે ચંચલ સોનેરી અને રૂપેરી, આસ્માની અને લીલા રંગોમાં આ માયાનું થાન વણે છે; અને ઘડોમાંથી પોતાનાં ચરણોને બહાર દેખાવા દે છે, કે જેના સ્પર્શથી હું પોતાને ભૂલી જાઉં છું.

દિવસો આવે છે અને યુગો વહી જાય છે, અને હમેશાં એજ તે છે, કે જે અનેક નામમાં, અનેક રૂપમાં, અને હર્ષ તથા ખેદની અનેક લાગણીઓમાં મારા હૃદયને હલાવે છે.

## ૭૩

મારે માટે મોક્ષ ત્યાગમાં રહેલો નથી. આનંદનાં હજાર બંધનોમાં હું મુક્તિનું આલિંગન અનુભવું છું.

તું મારે માટે વિવિધ રંગ અને પરિમલનો તારો તાજો દ્રાક્ષાસવ હમેશાં રેડ્યા કરે છે, અને આ માટીનું પાત્ર કાંઠા સુધી ભરાઇ જાય છે.

મારી દુનિયાં પોતાના સો જુદા જુદા દીવાઓ તારી જ્વાલા વડે પ્રગટાવશે, અને તેને તારા મંદિરની વેદી આગળ મૂકશે.

નહીં, હું મારી ઇંદ્રિયોનાં દ્વાર કદાપિ બંધ કરીશ નહીં. દૃષ્ટિ, અને શ્રુતિ, અને સ્પર્શના આનંદો તારા આનંદનું વહન કરશે.

હા, મારા બધા ભ્રમો બળી જતાં તેમાંથી આનંદની રોશની પ્રગટશે, અને મારી બધી કામનાઓનો પરિપાક થતાં સ્નેહનાં ફળો પ્રભવશે.

## ૭૪

દિવસ પૂરો થયો છે, અને પૃથ્વી પર છાયા આવી ચૂકી છે. મારો ઘડો ભરવા સારૂ નદીએ જવાનો વખત થઇ ચૂક્યો છે.

સાંઝની હવા પાણીના કરુણ સંગીતથી સોત્કંઠ છે. અહા! એ મને અંધકારમાં બોલાવે છે. એકાંત ગલીમાં કોઇ રાહદારી નથી, પવન છૂટ્યો છે, નદીમાં લહરીઓ ઉછળી રહી છે.

હું ઘેર પાછી આવીશ કે નહીં, એ હું જાણુતી નથી. મને કોણ મળી જશે, તેની મને ખબર નથી. ત્યાં ઉતાર પાસે ન્હાની હોડીમાં પેલો અજાણ્યો માણુસ પોતાની વાંસળી વગાડે છે.

## ૭૫

અમને મર્ત્યોને તું જે બક્ષેશો આપે છે, તે અમારી બધી જરૂરોને પૂરી પડે છે, અને તોપણ ઓછી થયા વગર પાછી તારી પાસે આવે છે.

નદીને પોતાનું રોજનું કામ કરવાનું હોય છે, અને તે ખેતરો તથા ગામડાંઓમાં થઇને ત્વરાથી વહે છે; છતાં તેનો સંતત પ્રવાહ તારાં ચરણોને ધોવા સારૂ ચાલ્યા કરે છે.

ફુલ પોતાના પરિમલથી હવાને સુવાસિત કરે છે; છતાં તેની છેલ્લી સેવા તને અર્પિત થવામાં રહેલી છે.

તારી ઉપાસનાથી દુનિયાં ગરીબ થતી નથી. કવિના શબ્દોમાંથી માણસો પોતાને ગમે તે અર્થો લે છે; તોપણ તેમનો છેલ્લો અર્થ તને નિર્દિષ્ટ કરે છે.

૭૬

દિનપ્રતિદિન, ઓ મારા જીવનના સ્વામી! હું તારી સન્મુખ ઉભો રહીશ કે? હાથ જોડીને, ઓ તમામ દુનિયાંઓના સ્વામી! હું તારી સન્મુખ ઉભો રહીશ કે?

તારા વિશાલ આકાશની નીચે એકાંતમાં અને શાંતિમાં નમ્ર હૃદયથી હું તારી સન્મુખ ઉભો રહીશ કે?

પ્રયાસ અને ભાંજગડથી કોલાહલવાળી આ તારી કષ્ટકર દુનિયાંમાં ત્વરાથી ચાલતા સમૂહોની અંદર હું તારી સન્મુખ ઉભો રહીશ કે?

અને જ્યારે આ દુનિયાંમાં મારૂં કામ પૂરૂં થશે, ત્યારે એ રાજાઓના રાજા! એકલો અને નિઃશબ્દ હું તારી સન્મુખ ઉભો રહીશ કે?

## ૭૭

હું તને મારા ઈશ્વર તરીકે જાણું છું, અને દૂર ઉભો રહું છું: હું તને મારા પોતાના તરીકે જાણુતો નથી, અને વધારે પાસે આવતો નથી. હું તને મારા પિતા તરીકે જાણું છું, અને તારાં ચરણ આગળ નમન કરૂં છું: મારો મિત્ર ગણીને હું તારો હાથ પકડતો નથી.

જ્યાં તું નીચે આવે છે, અને કબુલ કરે છે, કે "હું તારો છું," ત્યાં હું ઉભો રહેતો નથી, કે જેથી હું તને હૃદયે ચાંપી શકું, અને તને મારા સોબતી તરીકે લઇ શકું.

મારા બંધુઓમાં તું બંધુ છે, પણ હું તેમની દરકાર કરતો નથી; મારી ઉપજ તેમની સાથે વહેંચી લેતો નથી, એટલે આ પ્રમાણે મારૂં સર્વસ્વ તારી સાથે વહેંચતો નથી.

સુખમાં અને દુઃખમાં હું માણસોને પડખે, અને આ પ્રમાણે તારે પડખે, ઉભો રહેતો નથી. હું મારૂં જીવન આપી દેતાં ખંચાઉં છું, અને આ પ્રમાણે જીવનમાં મોટાં જલોમાં ઉતરતો નથી.

૭૮

જ્યારે સૃષ્ટિ નવી હતી, અને બધા તારાઓ પોતાના પ્રથમના તેજમાં પ્રકાશતા હતા, ત્યારે દેવોએ અંતરિક્ષમાં પોતાની સભા ભરી, અને ગાયું, કે "અહો! સંપૂર્ણતાનું ચિત્ર! અમિશ્ર આનંદ!"

પણ કોઇકે અચાનક પુકાર કર્યો, કે "એમ લાગે છે, કે પ્રકાશની શૃંખલામાં ક્યાંક ભંગ થયો છે, અને એક તારો ખોવાયો છે."

તેમની વીણાનો સોનેરી તાર તૂટ્યો, તેમનું ગાયન બંધ પડ્યું, અને ઉદ્વેગમાં તેઓ પુકારી ઉઠ્યા, કે "હા, એ ખોવાયલો તારો સૌથી સારો હતો, બધાં સ્વર્ગોમાં તે સૌથી દીપ્તિમાન હતો."

તે દિવસથી એ તારાને વાસ્તે અવિરત શોધ ચાલી રહી છે, અને એક તારાથી બીજા તારા સુધી એવો પુકાર જાય છે, કે એ તારો જતાં દુનિયાંએ પોતાનો સર્વોપરિ આનંદ ગુમાવ્યો છે.

માત્ર રાત્રિની ઊંડામાં ઊંડી શાંતિમાં તારાઓ સ્મિત કરે છે, અને પરસ્પરમાં ધીમેથી બોલે છે, કે "આ શોધ વ્યર્થ છે! અખંડિત સંપૂર્ણતા સર્વ પર રહેલી છે!"

# ૭૯

જો આ મારા જીવનમાં તને મળવાનું મારૂં ભાગ્ય ન હોય, તો મને હમેશાં એવુંજ લાગવા દે, કે મેં તારૂં દર્શન ખોયું છેઃ એક ક્ષણ પણ મને ભૂલવા ન દે, આ શોકની વેદના મારાં સ્વપ્નોમાં અને મારા જાગ્રત્ કલાકોમાં સંતત રહેવા દે.

આ દુનિયાંની ગીચ બજારમાં મારા દિવસો પસાર થાય, અને રોજના નફાથી મારા હાથ ભરાઇ જાય, ત્યારે હમેશાં મને એવું લાગવા દે, કે મને કશો લાભ થયો નથીઃ એક ક્ષણ પણ મને ભૂલવા ન દે, આ શોકની વેદના મારાં સ્વપ્નોમાં અને મારા જાગ્રત્ કલાકોમાં સંતત રહેવા દે.

જ્યારે થાકી જઇને અને હાંફતો હાંફતો હું રસ્તાની બાજુએ બેસી જાઉં, જ્યારે હું ધૂળમાં નીચું મારૂં બિછાનું કરૂં, ત્યારે હમેશાં મને લાગવા દે, કે લાંબો પ્રવાસ હજી મારે કરવાનો છેઃ એક ક્ષણ પણ મને ભૂલવા ન દે, આ શોકની વેદના મારાં સ્વપ્નોમાં અને મારા જાગ્રત્ કલાકોમાં સંતત રહેવા દે.

જ્યારે મારા ઓરડાઓ શણુગારાય, અને વાંસળીઓ વાગવા લાગે, અને ખૂબ હાસ્ય થાય, ત્યારે હમેશાં મને લાગવા દે, કે તને હું મારે ઘેર આમંત્રણ કરી શક્યો નથીઃ એક ક્ષણ પણ મને ભૂલવા ન દે, આ શોકની વેદના મારાં સ્વપ્નોમાં અને મારા જાગ્રત્ કલાકોમાં સંતત રહેવા દે.

## ૮૦

ઓ મારા સદા દીપ્તિમાન સવિતર્! પાનખર ઋતુના કોઇ વાદળાનો કકડો આકાશમાં નિરર્થક ભ્રમણ કરતો હોય, તેના જેવો હું છું. તારા સ્પર્શથી હજી મારી વરાળ વિલીન થઇ નથી, એટલે હું તારા પ્રકાશની સાથે એક થયો નથી, અને આ પ્રમાણે તારા વિયોગમાં હું મહિનાઓ અને વર્ષો ગણું છું.

જો આ તારી ઇચ્છા અને આ તારી ક્રીડા હોય, તો આ મારી ચંચલ શૂન્યતાને લે, તેને રંગોથી રંગ, તેના પર સોનાથી ઓપ ચડાવ, નિરંકુશ પવન ઉપર તેને તરાવ, અને વિવિધ વિભૂતિઓમાં તેને ફેલાવ.

અને ફરી જ્યારે રાત્રિએ આ ક્રીડા બંધ કરવાની તારી ઇચ્છા થશે, ત્યારે હું અંધકારમાં

અથવા કદાચ શ્વેત પ્રભાતના હાસ્યમાં, અને પારદર્શક સ્વચ્છતાની શીતલતામાં વિલીન અને અદૃશ્ય થઇશ.

૮૧

આળસના ઘણા દિવસોમાં મેં ખોવાયેલા વખત માટે અફસોસ કર્યો છે. પણ મારા પ્રભુ! તે કદાપિ ખોવાતો નથી. તેં મારા જીવનની દરેક ક્ષણ તારા પોતાના હાથમાં લીધી છે.

વસ્તુઓના અંતરમાં છુપાઇને તું બીજ પોષીને અંકુર બનાવે છે. કળીઓનાં ફુલ કરે છે, અને પાકતાં ફુલોમાંથી ફળ ઉપજાવે છે.

હું થાકીને પથારી પર પડ્યો પડ્યો ઊંઘતો હતો, અને ધારતો હતો, કે બધું કામ બંધ પડ્યું છે.

સ્હવારમાં હું જાગી ઉઠ્યો, અને જોઉં છું, તો મારી વાડી ચમત્કારિક ફુલોથી ભરાઇ ગઇ છે.

૮૨

મારા પ્રભુ! તારા હાથમાં સમય અનંત છે. તારી મિનિટો ગણનાર કોઇ નથી.

દિવસો અને રાત્રિઓ વીતે છે; તથા ફુલોની માફક યુગો ખીલે છે, અને કરમાય છે. રાહ કેમ જોવી, એ તું જાણે છે.

એક ન્હાના જંગલી ફુલને પૂર્ણતાએ લાવતાં શતકો ઉપર શતકો ચાલ્યાં જાય છે.

અમારી પાસે ખોવા જેટલો વખત નથી, અને વખત ન હોવાથી અમારે પ્રસંગ સાધવા સારૂ ભાંજગડ કરવી પડે છે. અમે એટલા બધા ગરીબ છીએ, કે મોડા થઇ શકીએજ નહીં.

અને જે દરેક ચીડાઉ માણુસ મારો વખત માગે છે, તેને તે હું આપું છું, એટલે તે વીતી જાય છે, અને આખર સુધી તારી વેદી અર્પણો વગરની રહે છે.

દિવસને અંતે હું એવી ધાસ્તીથી ઉતાવળો આવું છું, કે રખેને તારો દરવાજો બંધ થયો હોય; પણ મને માલુમ પડે છે, કે હજી વખત છે.

## ૮૩

માતા મારાં શોકનાં આંસુ વડે હું તારા કંઠ માટે મોતીની એક માલા ગૂંથીશ.

તારાં ચરણને શણગારવાને તારાઓએ પ્રકાશનાં નૂપુરો બનાવ્યાં છે, પણ મારી કૃતિ તારી છાતી પર લટકશે.

સંપત્તિ અને કીર્તિ તારી પાસેથી આવે છે, અને તે આપવી કે ન આપવી, એ તારા હાથમાં છે. પણ આ મારો શોક કેવલ મારો પોતાનો છે, અને જ્યારે હું તેને મારા અર્પણ તરીકે તારી પાસે લાવું છું, ત્યારે તું મને તારી કૃપાથી નવાજે છે.

## ૮૪

જે આખી દુનિયાંમાં વિસ્તરે છે, અને અનંત આકાશમાં અસંખ્ય આકૃતિઓને જન્મ આપે છે, તે વિયોગની વેદના છે.

એ વિયોગની વેદનાજ આખી રાત્રિ એક તારાથી બીજા તારા ઉપર નિ:શબ્દ રહીને નિહાળ્યા કરે છે, અને જૂલાઇના વરસાદવાળા અંધકારમાં હાલતાં પાંદડાંઓની અંદર ગીત ગાય છે.

આ ઉપર વિસ્તરેલી વેદનાજ ગહન થઇને સ્નેહો તથા કામનાઓ બને છે, અને માણસોનાં ઘરોમાં દુ:ખો તથા સુખોના રૂપમાં પરિણમે છે. અને આ વેદનાજ મારા કવિના હૃદય દ્વારા ગીતોમાં નિરંતર વિલીન થાય છે, અને વહ્યા કરે છે.

## ૮૫

લડવૈયા જ્યારે તેમના ધણીના દિવાનખાના-માંથી પહેલવહેલા બહાર આવ્યા, ત્યારે તેમણે પોતાની શક્તિ ક્યાં છુપાવી હતી? તેમનાં બખતર અને તેમનાં આયુધો ક્યાં હતાં?

તેઓ નિસ્સત્ત્વ અને નિરાધાર દેખાતા હતા, અને જે દિવસે તેઓ પોતાના ધણીના દિવાન-ખાનામાંથી બહાર આવ્યા, તે દિવસે તેમના પર બાણુની વૃષ્ટિ થયેલી.

લડવૈયા જ્યારે પાછા પોતાના ધણીના દિવા-નખાનામાં ગયા, ત્યારે તેમણે પોતાની શક્તિ ક્યાં છુપાવી?

તેમણે તરવાર તથા તીર અને કામઠાં નાંખી દીધાં હતાં; તેમના કપાળ ઉપર શાંતિ હતી, અને જે દિવસે તેઓ પાછા પોતાના ધણીના દિવાનખાનામાં ગયા, તે દિવસે તેમણે પોતાના જીવિતનાં ફળો પાછળ રહેવા દીધાં હતાં.

## ૮૬

તારો સેવક મૃત્યુ મારે દ્વારે આવ્યો છે. અજ્ઞાત સમુદ્ર ઓળંગીને તે તારૂં આમંત્રણ મારે ઘેર લાવ્યો છે.

રાત્રિ અંધારી છે, અને મારા હૃદયમાં ભીતિ છે; છતાં હું દીવો લઇશ, મારા દરવાજા ઉઘાડીશ, અને તેને નમન કરીને આવકાર આપીશ. મારે દ્વારે જે ઉભો છે, તે તારો દૂત છે.

હાથ જોડીને અને આંસુથી હું તેનું પૂજન કરીશ. મારા હૃદયનો ખજાનો તેને ચરણે ધરીને હું તેનું પૂજન કરીશ.

પોતાનું કાર્ય કરીને તે જશે, અને મારી સ્હવાર ઉપર કાળી છાયા મૂકી જશે; અને મારા ઉજડ ઘરમાં તને અર્પણ કરવાના છેલ્લા પદાર્થ તરીકે માત્ર મારી વ્યથિત જાત રહેશે.

## ૮૭

વ્યર્થ આશામાં હું જાઉં છું, અને મારા ઓરડાના તમામ ખૂણામાં તેને માટે શોધ કરૂં છું; તે મને મળતી નથી.

મારૂં ઘર ન્હાનું છે, અને જે વસ્તુ તેમાંથી એક વાર જાય છે, તે પાછી કદાપિ સાંપડતી નથી.

પણ તારી હવેલી તો અનંત છે, મારા પ્રભુ! અને તેને શોધતો શોધતો હું તારે દ્વારે આવ્યો છું.

તારા સાંઝના આકાશના સોનેરી ઘુમ્મટ નીચે હું ઉભો છું, અને તારા વદન તરફ મારી ઉત્સુક આંખો ઊંચી કરૂં છું.

હું અનંતતાના કાંઠા ઉપર આવ્યો છું, કે જેમાંથી કશું અદ્દશ્ય થઇ શકે નહીં, કોઇ પણ આશા, કોઇ પણ સુખ, કે આંસુ દ્વારા દેખાયલા કોઇ પણ વદનનું દર્શન.

અરે! મારૂં ખાલી થયેલું જીવન એ મહાસાગરમાં બોળ, ઊંડામાં ઊંડી પૂર્ણતામાં તેને ડુબાવ. વિશ્વની સર્વતામાં એ ખોવાયલો મધુર સ્પર્શ મને એક વાર અનુભવવા દે.

## ૮૮

પાયમાલ થયેલા મંદિરના દેવ! વીણાના તૂટેલા તાર હવે તમારી સ્તુતિ ગાતા નથી. સાંઝે વાગતા ઘંટ તમારી પૂજાનો સમય જણાવતા નથી. તમારી આસપાસ હવા શાંત અને નિઃશબ્દ છે.

તમારા નિર્જન મકાનમાં વસંતની ભટકતી વાયુલહરી આવે છે. તે ફુલોના સમાચાર લાવે છે, કે જે ફુલો હવે તમારી પૂજા માટે અર્પણ થતાં નથી.

તમારો ઉપાસક જૂના વખતથી પ્રસાદ માટે હમેશાં આતુર રહીને ભટક્યા કરે છે, કે જે તેને મળતો નથી. સાંઝને વખતે, જ્યારે તાપણી અને છાયાઓ ધૂળના અંધકારની સાથે મિશ્ર થાય છે, ત્યારે ભૂખ્યા હૃદય સહિત તે થાકીને પાયમાલ મંદિરમાં પાછો આવે છે.

પાયમાલ મંદિરના દેવ! ઉત્સવના ઘણા દિવસો તમારા સૂના ચાલ્યા જાય છે. પૂજાની ઘણી રાત્રિઓ દીવો પ્રગટ્યા વગર વીતે છે.

કુશલ કલાના કારીગરો ઘણી નવી મૂર્તિઓ બનાવે છે, અને તેમનો વખત થાય છે, ત્યારે વિસ્મૃતિની પવિત્ર નદી પાસે તેમને લઇ જવામાં આવે છે.

માત્ર પાયમાલ મંદિરનો દેવ અમર અવગણનામાં અપૂજિત રહે છે.

૮૯

તાણીને અને કોલાહલના શબ્દો મારે હવે ન બોલવા, આવી મારા માલિકની ઇચ્છા છે. હવે પછી હું ધીમી વાણીમાંજ વ્યવહાર કરીશ. મારા હૃદયનું ભાષણ કોઇ ગીતના ધીમા સ્વરોમાંજ ચાલશે.

માણુસો રાજાની બજારે જવાની ત્વરા કરે છે. બધા ખરીદનારાઓ અને વેચનારાઓ ત્યાં છે. પણ મને દિવસના મધ્ય ભાગમાં, કામ ચાલે છે તેની વચ્ચે, અકાલે રજા મળી છે.

તેટલા માટે, જોકે વખત નથી તોપણ, મારી વાડીમાં ફુલો ખીલી નિકળો; અને બપોરની મધમાંખીઓ પોતાનો આળસુ ગુંજારવ શરૂ કરો.

સારા અને નરસાના વિરોધમાં ઘણાએ કલાક મેં ગાળ્યા છે, પણ હવે ખાલી દિવસોના મારા રમતના સોબતીની એવી મરજી છે, કે મારૂં હૃદય પોતાના તરફ ખેંચવું; અને વિના કારણ તે મને અચાનક શા માટે બોલાવે છે, એ હું જાણુતો નથી.

## ૯૦

જે દિવસે મૃત્યુ તારે બારણે ઠોકશે, ત્યારે તું તેને શું અર્પણ કરીશ?

અરે! હું મારા મેહમાનની આગળ મારા જીવનનું પૂર્ણું પાત્ર મૂકીશ: હું તેને કદાપિ ખાલી હાથે જવા દઇશ નહીં.

મારા દિવસોનો છેડો આવતાં જ્યારે મૃત્યુ મારે બારણે આવીને ઠોકશે, ત્યારે મારા બધા પાનખરના દિવસો અને ઉન્હાળાની રાત્રિઓનો તમામ મધુર આસવ, મારી ઉદ્યોગી ઝિંદગીની તમામ કમાણીઓ અને પ્રાપ્તિઓ, હું તેની આગળ ધરીશ.

## ૯૧

ઓ મૃત્યુ, જીવનના છેલ્લા સાફલ્ય, મારા મૃત્યુ, આવ, અને મારી સાથે ધીમેથી વાત કર!

દિનપ્રતિદિન મેં તારે માટે નઝર રાખ્યા કરી છે; તારી ખાતર મેં જીવનનાં સુખો અને દુઃખો સહન કર્યાં છે.

હું જે છું, મારી પાસે જે છે, અને હું જેની આશા રાખું છું, તે સર્વ તથા મારો તમામ સ્નેહ નિરંતર અતિશય ગુપ્ત રીતે તારા તરફ વહેલ છે. તારી આંખોમાંથી છેલ્લો દૃષ્ટિપાત થતાં મારી ઝિંદગી હમેશાંને માટે તારી પોતાની બની જશે.

વરને માટે ફુલો ગૂંથાયાં છે, અને માલા તૈ-યાર છે. લગ્ન પછી વધૂ પોતાનું ઘર છોડશે, અને રાત્રિના એકાંતમાં એકલી પોતાના સ્વા-મીને મળશે.

## ૯૨

હું જાણું છું, કે એક દિવસ એવો આવશે, કે જ્યારે મારૂં આ પૃથ્વીને જોવાનું બંધ થશે, અને મારી આંખો પર છેલ્લો પડદો નાંખીને ઝિંદગી કશું બોલ્યા વગર રજા લેશે.

તોપણ તારાઓ રાત્રિએ ચોકી કર્યા કરશે, અને અગાઉની માફક પ્રભાતનો ઉદય થશે, અને સુખો તથા દુઃખો કાઢતા કલાકો દરિયાનાં મોજાંઓની માફક ઉછળ્યા કરશે.

જ્યારે હું મારી ક્ષણોના આ અંતનો વિચાર કરૂં છું, ત્યારે ક્ષણોની આડચ તૂટી જાય છે, અને મૃત્યુના પ્રકાશ વડે જેની કોઇ ચિંતા કરતું નથી એવા ખજાના સહિત હું તારી દુનિયાંને જોઉં છું. તેની નીચામાં નીચી બેઠક વિરલ છે, અને તેનું ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવન પણ વિરલ છે.

જે વસ્તુઓને માટે હું વ્યર્થ આકાંક્ષા રાખતો, અને જે મને પ્રાપ્ત થયેલી, તેમને જવા દ્યો. જે વસ્તુઓનો હું હમેશાં તિરસ્કાર કરતો, અને જેમના પર નઝર સુદ્ધાં ન કરતો, તેજ મને ખરી રીતે પ્રાપ્ત થવા દ્યો.

## ૯૩

મને રજા મળી ચૂકી છે. મારા બંધુઓ ! મને આશીર્વાદ આપી લ્યો. હું તમને સૌને પ્રણામ કરૂં છું, અને વિદાય થાઉં છું.

જુઓ, મારા દ્વારની આ ચાવીઓ હું પાછી આપું છું, અને મારા ઘર ઉપરના તમામ હક હું છોડી દઉં છું. હું માત્ર તમારી પાસેથી છેલ્લા માયાળુ શબ્દો માગું છું.

આપણે લાંબા વખત સુધી પાડોશી હતા, પણ હું આપી શક્યો છું તે કરતાં વધારે મને મળ્યું છે. હવે દિવસ ઊગ્યો છે, અને મારો અંધારો ખૂણો જેથી પ્રકાશિત થતો તે દીવો ઠરી ગયો છે. તેડું આવી ચૂક્યું છે, અને હું મારી મુસાફરી માટે તૈયાર છું.

## ૯૪

મારા મિત્ર ! હું છૂટો પડું છું, તે વખતે મારા શુભની ઇચ્છા કરો. આકાશ પ્રભાતના પ્રકાશથી રંગાયલું છે, અને મારો માર્ગ સુંદર છે.

ત્યાં લઇ જવાને મારી સાથે શું છે, એ પૂછશો નહીં. હું ખાલી હાથે અને આશાવાળા હૃદયે પ્રવાસ શરૂ કરૂં છું.

હું મારી લગ્નમાલા ધારણ કરીશ. મારો કંઇ પ્રવાસીના જેવો ભગવો પોશાક નથી; અને જોકે માર્ગમાં સંકટો છે, તોપણ મારા મનમાં કશી બીક નથી.

મારો પ્રવાસ પૂરો થશે, ત્યારે શુક્રનો ઉદય થશે; અને રાજાના દરવાજામાંથી સાંઝનાં ગીતોના કરુણ સ્વરો શરૂ થશે.

## ૯૫

જે ક્ષણે આ જીવનનો ઊંબર મેં પહેલવહેલો ઓળંગ્યો, તે ક્ષણની મને કશી ખબર નહોતી.

મધ્ય રાત્રે જંગલમાં જેમ કોઇ કળી ઉઘડે, તેમ આ વિશાલ ચમત્કારિક દુનિયાંમાં જેણે મને ઉઘાડ્યો, તે શક્તિ કઇ હતી ?

સ્હવારમાં જ્યારે મેં પ્રકાશ જોયો, ત્યારે તત્ક્ષણ મને લાગેલું, કે આ દુનિયાંમાં હું છેક અજાણ્યો નહોતો; પણ નામ અને રૂપ વગરની અગમ્ય શક્તિએ મારી પોતાની માતાના રૂપમાં મને પોતાના બાહુમાં લીધો હતો.

એજ પ્રમાણે, મૃત્યુમાં એજ અજ્ઞાત મને સદા જ્ઞાતની માફક દેખાશે. અને હું આ જીવનને ચાહું છું, તેટલા માટે હું જાણું છું, કે મૃત્યુને પણ હું એવુંજ ચાહીશ.

બાલકને તેની માતા જ્યારે જમણી છાતી પરથી લઇ લે છે, ત્યારે તે રડી ઉઠે છે; અને બીજીજ ક્ષણે ડાબી છાતીમાં તેને પોતાનું આશ્વાસન મળે છે.

૯૬

જ્યારે હું અહીંથી જાઉં, ત્યારે આ મારો છેવટનો સંદેશ થાઓ, કે જે મેં જોયું છે, તેથી કશું ચડી શકે નહીં.

આ કમલ, કે જે પ્રકાશના મહાસાગર ઉપર વિકસે છે, તેનું ગુપ્ત મધ મેં ચાખ્યું છે; આ મારો છેવટનો સંદેશ થાઓ.

અનંત રૂપોના આ ક્રીડાગૃહમાં મને પણ મારી ક્રીડા મળી છે, અને જે રૂપરહિત છે, તેનું અહીં મને દર્શન થયું છે.

જે સ્પર્શથી પર છે, તેના સ્પર્શથી મારા આખા શરીરમાં તથા મારા અવયવોમાં ઝણઝણાટ થયેલ છે; અને અહીં જો અંત આવતો હોય, તો ભલે આવોઃ આ મારો છેવટનો સંદેશ થાઓ.

## ૯૭

જ્યારે હું તારી સાથે ક્રીડા કરતો હતો, ત્યારે મેં કદાપિ પૂછેલું નહીં, કે તું કોણ છે. મને શરમ કે બીક બિલકુલ લાગેલી નહીં; મારી ઝિંદગી તોફાની હતી.

મારા પોતાના સોબતીની માફક તું મને વહેલો સ્હવારમાં ઊંઘમાંથી બોલાવતો, અને પોતે આગળ દોડીને મને જંગલના એક માર્ગથી બીજા માર્ગ સુધી દોડાવતો.

તે દિવસોમાં તું મારી પાસે જે ગીત ગાતો, તેનો અર્થ સમજવાની મેં કશી દરકાર કરેલી નહીં. માત્ર મારો અવાઝ એ સ્વરોને પકડી લેતો, અને મારૂં હૃદય તેમના તાલમાં નૃત્ય કરતું.

હવે જ્યારે ક્રીડાકાલ પૂરો થયો છે, ત્યારે અચાનક આ શો દેખાવ હું જોઉં છું? આખી દુનિયાંની આંખો તારાં ચરણ પર નમેલી છે, અને બધા નિઃશબ્દ તારાઓ સહિત તે સભય ભક્તિભાવમાં ઉભી રહી છે.

## ૯૮

મારી હારનાં ચિહ્નોથી અને માલાઓથી હું તને અલંકૃત કરીશ. જિતાયા વગર બચી જવું, એ કદાપિ મારી તાકત નથી.

હું ખાતરીથી જાણું છું, કે મારૂં અભિમાન નષ્ટ થશે, મારી ઝિંદગી અતિશય કષ્ટમાં પોતાનાં બંધનો તોડશે, અને મારૂં ખાલી હૃદય પોલા વાંસની માફક સંગીતમાં રુદન કરશે, તથા પત્થર પિગળીને આંસુ થઇ જશે.

હું ખાતરીથી જાણું છું, કે કમલની સો પાંખડીઓ કંઇ હમેશાંને માટે બંધ રહેશે નહીં: તેના મધનો ગુપ્ત પ્રદેશ ખુલ્લો થશે.

આસ્માની આકાશમાંથી એક આંખ મને નિહાળશે, અને શબ્દ વાપર્યા વગર મને બોલાવશે. મારે માટે કશું રહેશે નહીં, કશુંજ નહીં, અને તારે ચરણે હું પૂરેપૂરૂં મૃત્યુ પામીશ.

૯૯

હું સુકાન છોડું, કે તારે તે હાથમાં લેવાનો વખત આવ્યો, એમ હું જાણું છું. જે કંઇ કરવાનું છે, તે તરત કરાશે. આ ભાંજગડ વ્યર્થ છે.

ત્યારે મારા હૃદય! તારા હાથ લઇ લે, અને બોલ્યા વગર તારી હાર સહી લે, તથા સમજ, કે જ્યાં તું મૂકાયેલ છે, ત્યાં સંપૂર્ણ શાંતિથી બેસવું, એ તારૂં સદ્ભાગ્ય છે.

આ મારા દીવાઓ જરા સરખો પવનનો સપાટો આવતાં બૂઝાઇ જાય છે, અને તેમને પ્રગટાવવાનો યત્ન કરતાં હું બીજું બધું ફરી ફરીને ભૂલી જાઉં છું.

પણ આ વખત હું ડાહ્યો થઇશ, અને ભોંયતળિયે મારી સાદડી પાથરીને હું અંધારામાં રાહ જોઇશ; તથા ઓ મારા પ્રભુ! જ્યારે જ્યારે તારી મરજી થાય, ત્યારે ત્યારે ચુપચુપ આવ, અને અહીં તારૂં આસન લે.

૧૦૦

રૂપહીનનું નિર્દોષ મોતી મેળવવાની આશામાં હું રૂપોના મહાસાગરના ગહનમાં ડુબકી મારૂં છું.

આ મારી જૂની હોડી સાથે એક બંદરથી બીજે બંદરે સફર કરવાનું હવે મારાથી બને તેમ નથી. જે દિવસોમાં મોજાંઓ ઉપર ઉછળવામાં મને રમત લાગતી, તે ક્યારના વીતી ગયા છે.

અને હવે હું મરીને અમર બનવાને ઉત્સુક થયો છું.

અગાધ ગહનની પાસેની કચેરી, કે જ્યાં સ્વરહીન તારનું સંગીત ઉભરાય છે, તેની અંદર હું આ મારી જીવનની વીણા લઇ જઇશ.

તેનો હું સદાના સ્વરોની સાથે મેળ કરીશ, અને જ્યારે તેના છેલ્લા કરુણ સ્વરો નિકળી રહેશે, ત્યારે નિઃશબ્દને ચરણે હું મારી નિઃશબ્દ વીણા છોડી દઇશ.

## ૧૦૧

મારી ઝિંદગીમાં હમેશાં મેં તને મારાં ગીતો વડે શોધ્યો છે. તેઓ મને એક દ્વારથી બીજે દ્વારે દોરી ગયાં છે, અને તેમના વડેજ મારી દુનિયાંને શોધતાં અને સ્પર્શતાં હું મારી આસ પાસની વસ્તુઓનો અનુભવ કરી શક્યો છું.

જે પાઠો હું શીખ્યો છું, તે સૌ મને મારા ગીતોએજ શિખવ્યા છે; તેમણે મને ગુપ્ત માર્ગો બતાવ્યા છે, અને મારા હૃદયની દૃષ્ટિમર્યાદા ઉપરના અનેક તારાઓને મારી દૃષ્ટિ આગળ આણ્યા છે.

આખો દિવસ તેઓ મને સુખ તથા દુઃખના દેશનાં રહસ્યો તરફ દોરી ગયાં છે; અને આખરે સાંઝને વખતે મારા પ્રવાસને અંતે તેઓ કયા મહેલને દરવાજે મને લઇ આવ્યાં છે?

## ૧૦૨

મેં માણુસોની અંદર અભિમાન કરેલું, કે મેં તમને જાણ્યા છે. મારી બધી કૃતિઓમાં તેઓ તમારાં ચિત્રો જુએ છે. તેઓ આવીને મને પૂછે છે, કે "તે કોણ છે?" તેમને શી રીતે જવાબ આપવો, તેની મને ખબર પડતી નથી. હું કહું છું, કે "ખરેખર, હું કહી શકતો નથી." તેઓ મને ઠપકો આપે છે, અને તિરસ્કારથી ચાલ્યા જાય છે. અને તમે ત્યાં હસતા બેસી રહો છો.

હું ચિરસ્થાયી ગીતોમાં તમારી વાતો મૂકું છું. ગુપ્ત વાત મારા હૃદયમાંથી બહાર નિકળી પડે છે. તેઓ આવે છે, અને મને પૂછે છે, કે "તમારા બધા અર્થો અમને કહો." તેમને શો જવાબ આપવો, તેની મને ખબર પડતી નથી. હું કહું છું, કે "અહા! તેમનો શો અર્થ છે, તે કોણ જાણે છે?" તેઓ હસે છે, અને પૂર્ણ તિરસ્કારથી ચાલ્યા જાય છે. અને તમે ત્યાં હસતા બેસી રહો છો.

## ૧૦૩

મારા ઈશ્વર! તને એક નમસ્કારમાં મારી બધી ઇંદ્રિયો વિસ્તૃત થાઓ, અને તારે ચરણે આ દુનિયાંનો સ્પર્શ કરો.

જાૂલાઇનું વાદળું નહીં પડેલા વરસાદના ભારથી નીચું નમે, તેમ મારૂં સમગ્ર મન તને એક નમસ્કારમાં તારે દ્વારે નીચું નમો.

મારાં બધાં ગીતો તેમના વિવિધ ધ્વનિઓને એક પ્રવાહમાં સંગૃહીત કરો, અને તને એક નમસ્કારમાં નિઃશબ્દતાના સમુદ્ર તરફ વહો.

જેમ ઘેર જવાને આતુર થયેલું હંસોનું ટોળું પોતાના પહાડી માળાઓમાં પાછું જવા સારૂ રાત્રિ અને દિવસ ઉડે, તેમ મારૂં સમગ્ર જીવન તને એક નમસ્કારમાં પોતાને હમેશાંને ઘરે જવા સારૂ પ્રયાણ કરો.